# રાસ

કર્તા

કેશવલાલ હરગોવિન્દદાસ શેઠ

કિંમત, બાર આના

મુદ્રક : રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદી

મુદ્રણસ્થાન : સરસ્વતી પ્રિ. પ્રેસ ક્રેમરેડ

પ્રકાશક : કેશવલાલ હરગોવિન્દદાસ શેઠ
રીચીરોડ, કોઠારીપોળ, અમદાવાદ

આવૃત્તિ : પહેલી

પ્રત : ૧૨૫૦

સંવત્ : ૧૯૭૮, વૈશાખી પૂર્ણિમા.

# સાંકળીયું

તા. ક. એકથી ચાર કુદડીવાળા રાસ 'સ્વદેશગીતાવલિ' માં ને પાંચમી કુદડીનો 'રાસ' 'સ્નેહસંગીતમાં' છે.

# શુદ્ધિપત્ર

| પાન | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨ | ૨ | નવરત્રિ | નવરાત્રિ |
| ૧૩ | ૨ | જગવે | ગજવં |
| ૨૩ | ૩ | આશા, | હે આશા, |
| ૩૫ | ૫ | કહ્યાં | ક્યાં |
| ૩૮ | ૧૦ | વિલ | વિરલ |
| ૫૦ | ૩ | લાધે | લાધે |
| ૫૬ | ૭ | કુંદનસોભન | કુંદનશોભનં |
| ૫૭ | ૧૬ | ( ? ) | [ ! ] |



સ્વ. રમણલાલ રણછોડલાલ ગોળવાળા.
નડીઆદ.

મોનાર્ક પ્રિન્ટરી, રીડરોડ, અમદાવાદ

## સ્વ. ભાઇ રમણુલાલના જીવનનું દિગ્દર્શન

કવિ **નર્મદાશંકરે** પોતાની એક કવિતામાં ગાયું છે કેઃ–

"નવ કરશો કોઇ શોક,
રસિકડાં ! નવ કરશો કોઇ શોક."

રાજર્ષિ **ભર્તૃહરિએ** કહ્યું છે કેઃ—

**" मनस्वी कार्यार्थी न गणयति दुःखं न च सुखम्"**

એક અંગ્રેજ કવિએ ઉપદેશ આપ્યો છે કેઃ—

" Weep not for death "

મહારાજ તુકારામે ભજન રચ્યું છે કેઃ—

**" मरण माझें मरीन गेलें "**

મતલબ કે મારૂં મૃત્યુ મરણ પામ્યું છેઃ આત્મા સ્વયં અમર છે, તો ખોળિયું બદલાય તેમાં શોક શો ?

આ અને અનેક આવાં બીજાં સૂત્રો મૃત્યુ પાછળ શોક નહિ કરવાનો ઉપદેશ આપી રહ્યાં છે. ઉપદેશ ગ્રાહ્ય નથી એમ હું નથી કહેતો. ન જ કહી શકું; પણ એ ઉપદેશ માનવજીવનની **સામાન્ય** દશામાંથી નથી સ્ફૂરેલો, પણ યોગદશામાંથી ઉદ્‌ભવેલો છે. એટલું તો વિના સંકોચે કહી શકું. શ્રાયુત નૃસિંહરાવે " સ્મરણ સંહીતા" રચી છે. એ સંહીતાનો પ્રાદુર્ભાવ તેમના દેવ થએલા પુત્રના સંસ્મરણ નિમિત્તેજ થયો છે ને ? સ્મરણ સંહીતામાં મનુષ્ય માત્રની મનોદશાની ત્રણ શ્રેણીઓ ઠીક સમજાવી

છે. સ્મરણ સંહીતાના દરેક રસજ્ઞવાચકને સમજાયલું જ હોવું જોઇએ, કે છેલ્લી સ્થિતિએ પહોંચાય, ત્યારે જ મરનારની પાછળનું રોવું મૂકાય. હું પૂછું છું કે એ દશાએ એકદમ પહોંચી શકાય ખરૂં ? મને જાણવા દેશો કે એ દશાએ નહિ પહોંચેલાનું રૂદન, ઉપદેશથી જ ખાળ્યું ખળી શકે ખરૂં ? રૂદન ને આંસુની કિંમત સમર્થ કવિઓએ ક્યાં ઓછી આંકી છે ? ભારેખમ હૈયાને હળવું કરનાર ભેલા શુષ્ક ઉપદેશો નથી, પણ સ્વાભાવિક રીતનું લગીર આંસુ ખરી પડે, એ જ ભાર ઓછો કરે છે, એવો અનુભવ મને તો છે. હું જ્યાં સુધી છેલ્લી–ઉચ્ચત્તર મનોદશાએ ન પહોંચ્યો હોઉં, ત્યાં સુધી અને જો મારામાં હૃદય હોય, તો મને હર્ષ પ્રસંગે હર્ષની ને ખેદ પ્રસંગે ખેદની લાગણી ઉદ્‌ભવવી જ જોઇએ: મને એનો અનુભવ ન થાય, તો હું હૃદયહીન જ ઠરૂં. ખરી વાત છે કે રૂઢીની જ ખાતર, ઇરાદા પૂર્વક જે ઢોંગી રૂદન–કકળાટ કે મ્હોંકાણ–બેસણાં થાય છે, તે તો સર્વાંશે નિંદ્ય જ છે. પણ આપણે તે કથામાં તો ઉતર્યા જ નથી. બીજું દૃષ્ટાંત શોધવા જવું પડે તેમ નથી. ભગવાન ગૌતમ બુદ્ધ અર્થાત્ પૂર્વાવસ્થાના રાજયુવરાજ સિદ્ધાર્થને માનવજીવનના ઉચ્ચત્તર દશાએ પ્રથમ જ દોરનાર એક શવ અને શવની પાછળનું રૂદન જ હતું કે બીજું કોઇ ? વૈરાગ્ય–જ્ઞાનદશા –ની પ્રથમ પ્રેરણા તેમને કોણે કરી હતી ? ટુંકામાં, સંયમ કે સદ્‌જ્ઞાનપૂર્વકનું મનોનિગ્રહબળ ન મેળવાયું હોય

તે દરમિયાનમાં શોકના ગમ્ભીર પ્રસંગે સગાં કે વહાલાંની આંખો જો સહસા જ આંસુભીની થઇ જતી હોય, તો તેને સહૃદયની weakness – મનની નબળાઇ–કહેવી કે તેવી મનોદશાને હસનીય ગણી કહાડવી એ ઉચિત નથી. " દાદાભાઇ દેવ થયા, " " ગોખલે ગયા " વગેરે માઠી ખબર સાંભળતાં જ એકદમ વીજળીનો આંચકો લાગ્યો હોય તેવી સ્થિતિમાં આવી જઇને " હેં ? " એવો શબ્દોચ્ચાર કે શબ્દોદ્ગાર, પ્રશ્ન અને આશ્ચર્યચિહ્નના સંયુક્ત ભાવે ન હતો નીકળ્યો ? તમે એમ કહેશો, કે એ તો દેશના સમર્થ સ્થંભો હતા તેથી ? એ સમર્થ સ્થંભો દેશના હતા, તો બીજા ઘરઘરના દીવા હોય, તેથી યે એવો શબ્દોચ્ચાર કેમ ન થાય વારૂ ? થાય તેમાં મનની નબળાઇ છે એમ કેમ કહેવાય ?

સુજ્ઞ મિત્રોને મ્હોંડેથી "દુનિયાં ડાહ્યાં" ના જેવી વૈરાગ્ય ને યોગદશાની વાતો કે આ લેખને મથાળે ઉતારેલાં અવતરણો જેવા ઉપદેશોની વહીવંચના હજુએ થાય છે તેથી આજ પ્રસંગ મળે મારે આટલો ઉલ્લેખ કરવો પડયો છે. હવે મૂળ વિષય તરફ વળીએ:–

સ્વ. ભાઇ રમણલાલ નડીયાદનિવાસી શ્રીયુત રણછોડલાલ ભોગીલાલ ગોળવાળાના પુત્ર હતા. તેમનાં કાવ્યો ' રમણકાવ્ય " ને નામે સંવત્ ૧૯૭૭ની સાલમાં પ્રસિદ્ધ થયાં છે. કાવ્યોના પ્રારંભે "પુત્ર વિરહથી હૃદયના દુઃખોદ્ગાર " મર્હુમના પિતાએ હરિગીત છન્દમાં

કહાડ્યા છે, તે, મારા ઉપર્યુક્ત મતાનુસાર ઉચિત સ્થાને, ઉચિત પ્રસંગે ને ઉચિત સ્વરૂપે જ નીકળેલા છે. એને નાની 'કરુણ પ્રશસ્તિ' કહી શકાય. શ્રીયુત ગોળવાળાએ કુલદીપક ગુલ થતાં અન્તરની ઉકળતી લાગણીએ ગાયું છે કે

"હોજો હજારો દુઃખ માથે, જીંદગીભર સૌ કંઇ;
પણ પુત્રના વિયોગનું, દુઃખ કોઇને હોશો નહિં."

એ સત્વાનુભવાત્મક પંક્તિઓ જેટલી સાચા દિલની છે, તેટલી જ મનની વિહ્વળદશાને આબાદ વ્યક્ત કરનારી છે. ફૂલક્યારીમાં કંટક ઉગ્યો હોય, તેને તો માળી હાથે જ ઉખેડી નાખે. કુલમાં પત્થર અવતર્યો હોય, તેવા દીકરાને કે દીકરીને માટે તો માબાપો એમ જ બોલે કે " મરી ગયાં હત, તો સારૂં–કે પેટે ન પડયાં હોત તો સારૂં " પણ કુળને અજવાળનાર એવા કુળદીપક સંતાન માટે તો ઉપરની જ પંક્તિઓ ઉચ્ચારાય. મરણ મરણમાંય ફેર છે. ફેર છે એટલા જ માટે અમુક પ્રકારના મૃત્યુથી ખેદ નથી યે થતો, બલ્કે થાય છે તો–જુદા સ્વરૂપે. ફૂલ–છોડપર વિકાસ પામતી પુષ્પકળીને જાનવર મરડી નાખે, તો ફૂલરસજ્ઞોને મ્હોંડેથી " અરેરે " નો ઉદ્ગાર જ નીકળે. કળી વિકસે, પ્રફુલ્લ ફૂલ રૂપે ખીલે ને પકવ થઇ અવસ્થાએ પોતાની મેળે ખરી પડે, તેવી દશાથી "અરેરે" નો ઉદ્ગાર ન નીકળે તે જુદી વાત છે.

ભાઇ રમણલાલ વિકાસ પામતી કંટક કળી જેવા નહિ પણ પુષ્પકળી જેવા હતા ને ગયા, તેથી જ સગાં

વહાલાંને શોક થયો છે. એ શોક હજુયે નથી સૂકાયો ને સૂકાશે પણ નહિ એમ લાગે છે. કેમ કે રમણલાલનું લઘુજીવન ઘણાં સુમધુર સંસ્મરણો પોતાની પાછળ મૂકતું ગયું છે. કરમાઇ ગયલી કોઇ ગુલાબકળીની સુવાસ રહી જાય છે, તેમ દિગ્દર્શન સ્વરૂપે આપણે તે સુમધુર સ્મરણોને અવલોકી જઇએઃ—

સંવત્ ૧૯૫૧ ના કાર્તિક વદિ ૧૩ ને દિવસે ભાઇ રમણલાલનો જન્મ થયો હતો. જન્મના બીજે જ વર્ષે તેમની જનેતા ગત થયાં ને માતાની મીઠી છાંય જતી રહી. માતાની બગ્દાસ ને પાલન પોષણ ને ઉછેરનું ધર્મકર્તવ્ય મા-મોટાં બાએ ઉપાડી લીધું: જનેતાનો કાળ થયો, તે બે વર્ષનો ગભરૂ બાળક શું સમજે? રમણલાલે પોતાનાં જનેતા તરીકે મોટાં બાને માન્યાં. તેમના અંકમાં તે ઉછર્યા. મોટાં બાનો વાત્સલ્યભાવ પણ અપૂર્વ હતો. દાખલા તરીકે માનું ધાવણ મોટાં બા વડે પૂરૂં પડતું, કર્મના સંયોગો જ એવા સાનુકુળ હતા, કે બચપણથી જ રમણલાલના કોરા કાગળ સરખા હૃદયમાં ઉચ્ચ સંસ્કારનાં બીજ રોપાવા લાગ્યાં હતાં. જૂનામાં જૂનાં આપણાં પુણ્યતીર્થો - કાશી ને જગન્નાથપુરી—ની યાત્રાનો અવસર રમણલાલને પાંચમા વર્ષે જ મળ્યો - તેમના દાદા સ્વ. ભોગીલાલ ઝવેરદાસની સાથે. અલબત એટલી ઉમ્મરે કુદરતનું સૂક્ષ્માવલોકન સારી રીતે કરવા જેવી શક્તિ તો ન જ હોય; પણ પૂજાના માંડવા પાસે થઇને પસાર

થનારને જાણ્યે અજાણ્યે પણ તે માંડવો જેમ પોતાની મધુર સુગન્ધ આપે જ છે, તેમ પવિત્ર તીર્થસ્થળોવડે પવિત્ર વાતારણનો લાભ તો રમણલાલને મળે જ, એ નિઃશંક વાત છે. તેમને તેવો લાભ મળ્યો હતો અને એવાં એવાં તીર્થક્ષેત્રોવડે ઉચ્ચ સંસ્કારો પોતે પામ્યા હતા, તેનો પુરાવો તો તેમની કેટલીક કવિતામાંથી યે મળી શકે છે જ.

કાશી ને જગન્નાથના અટનથી પાછા ફર્યા પછી તેમને નિશાળે મૂકવામાં આવ્યા. 'બ્રહ્મસમ્બન્ધ'ની દીક્ષા લેનારે એક દિવસનો ઉપવાસ પાળવો પડે છે. જાણે શિક્ષા–શિક્ષણશાળામાં પ્રવેશતાં જ હૃદયને યાત્રાનાં પવિત્ર સ્થળોમા અટન કરીને પાવન ન બનાવ્યું હોય ! એવો સહજ તરંગ ઉઠે છે !

પરન્તુ શાળાશિક્ષણ એ કાંઇ મોટી વાત નથી. આત્મશિક્ષણ આગળ શાળાશિક્ષણ ઝાંખું જ પડવાનું. કુદરતી રીતે, આપણે કલ્પીશું કે પૂર્વના તપોબળે રમણલાલને લલાટે પ્રવાસલાભ લખાયલો જ હતો. પ્રવાસ વડે અગમ્ય રીતે મળતું શિક્ષણ, શિક્ષકોના શિક્ષણ કરતાં કેટલું શ્રેષ્ટ છે, તે કોણ નથી જાણતું ? રમણલાલના પિતાની સાથે સાતમા વર્ષે રમણલાલે હિન્દુસ્તાનની સફર શરૂ કરી હતી. પુનઃ કલકત્તા, દસમેવર્ષે અમૃતસર અને રાજ્યારોહણ વેળાએ દિલ્હીનો પ્રવાસલાભ મેળવવાને પણ રમણલાલ સદ્ભાગી નિવડ્યા હતા. દરમિયાન પ્રાથમિક અભ્યાસ તો ચાલુ જ હતો. અગિયારમે વર્ષે

સારી ધામધુમ પૂર્વક તેમનું લગ્ન થયું. કવિતા રચનાર કાવ્યરસજ્ઞો, સાથે સાથે ચિત્રકલામાં નિપૂણ હોય, તો તે વધારે સારૂં લખી શકે એવો નમ્ર મત છે. ભાઇ રમણલાલ ડ્રૉઇંગની ત્રણેય ગ્રેડની પરીક્ષાઓમાંથી ઉત્તીર્ણ થયા હતા. તેમનો મેટ્રિક સુધીનો અભ્યાસ, આજકાલના ઘણાય અંડર ગ્રેડયુએટસને શરમાવે તેવો હતો, એવું તેમનાં ગદ્યપદ્યાત્મક લખાણોપરથી માલુમ પડે છે.

રમણલાલનું ભણતર નોકરી માટે ન્હોતું સૃજાયલું. પોતાના પિતાના મુંબઇની પેઢીપર તેમણે જીવનવિકાસનો મંગલ પ્રારમ્ભ એકવીસમા વર્ષથી કર્યો હતો. તેમને બાવીસમું વર્ષ બેઠું, તે અરસામાં ખડાયતા પરિષદ્‌ની પહેલી બેઠક નડીયાદમાં મળેલી, તે પ્રસંગે તેમણે આગળ પડતો જે ભાગ લીધો હતો તે પરિષદ્‌માં હાજરી આપનાર સૌ કોઇ જાણે છે. એમ કહીએ તો ચાલે, કે રમણલાલે 'વીસે વાન' થયા પછી તેમના પિતાનાં કાર્યોમાં એવો સુન્દર ફરજફાળો આપવા માંડયો હતો, કે જેથી શ્રીયુત ગોળવાળા, પુત્ર પેઢીએ બેઠા ત્યારથી જાણે કામથી હલકા ફૂલ જેવા રહેતા હતાઃ રમણલાલની કાર્યપદ્ધતિ હરકોઇનું કાળજું ઠારનારી નિવડતી હતી, એ જરા પણ અતિશયોક્તિ સિવાયનું સમ્ભારણું છે.

રમણલાલ કેવળ વેપારી બચ્ચા જ નહતા રહ્યા. વેપાર એટલે લુચ્ચાઇ, એ લક્ષણ પણ એ વેપારીના આત્મજમાં ન હતું. વેપાર એટલે લક્ષ્મી એકઠી કરવાનું

સાધન અને એ જ પોતાનું વિશ્વ, એવો તેમનો જીવન સિદ્ધાન્ત ન હતો. તેમને સંસારસુધારા માટેની ધગશ લાગેલી જ હતી, સુધારણા વાસ્તે શક્ય તેટલા પ્રયત્નો કરવાનું તેમણે ચાલુ જ રાખ્યું હતું.

સં. ૧૯૭૪ ના શ્રાવણ વદિ દ્વાદશીને દિવસે ડાકોરમાં શ્રીયુત ગોળવાળાએ મુસાફરોના ઉતારા માટે રંગભુવન બંધાવેલું, તેનુ વાસ્તુ, ભારે ધામધુમપૂર્વક ભાઇ રમણલાલને હસ્તે થયું હતું. તેમને સાવકી મા હતાં, પણ તેમને મન 'સાવકી' મા હતાં જ નહીં. 'સાવકી' માને મન 'સાવકા', રમણલાલ ન હતા. સાચ્ચાં જનેતા ને સાચ્ચો સપુતઃ એવો ભાવ સાવકીમાના અવસાન સુધી રહ્યો હતો, એ સ્મરણ ન ભુલાય તેવું છે. રમણલાલના ચોવીસમા વર્ષે પોતાનાં મા જેવાં એ સાવકી મા પણ વૈકુંઠવાસી થયાં હતાં. રમણલાલના ભાગ્યમાં માનું સુખ જ નહિ નિર્માયલું ?

'સાવકી મા'ના મૃત્યુનો આઘાત રમણલાલનાહૃદયને જબ્બર લાગ્યો. રમણલાલ માંદા પડયા. ઘણી માવજતે પથારીમાંથી ઉઠવા વારો આવેલો; પણ પછી આયુષ્ય ન જ લંબાયું. ૧૯૭૬માં ભયંકર કાળજ્વર-ઇન્ફલ્યુએંઝાને નામે ઓળખાયો છે, તેણે સેંકડો બાળકોની ડોક મરડી નાખી છે. સેંકડો ઘેર તે કાળજ્વરે તાળાં વસાવ્યાં છે. સેંકડોના સંસારને પાયમાલ કરી દીધા છે. ભાઇ રમણલાલને પણ તે કાળે ન જ છોડયા. દૈવને દયા કયાં

હોય છે ? દયા હોય તે દેહ શાનો ? સં. ૧૯૭૬ના માગશર સુદિ ૫ ને દિવસે રમણલાલ આ ફાની દુનિયામાંથી હતા નહતા થઇ ગયા. વિકાસ પામતી પુષ્પ કળીને માળી ચૂંટી લઇ દેવને ચરણે પધરાવે, તેમ કળી રૂપ રમણલાલને કાળજ્વરે ઉપાડી લઇ વૈકુંઠવાસી શ્રી કૃષ્ણચન્દ્રને ચરણે ધર્યા. રમણલાલ ગયા ને પિતા અને પુત્રવધુને સૂના સંસારમાં સ્મશાનશાન્તિ ભોગવતા મૂકતા ગયા છે. તેમના જીવનનો સાયંકાળ અકાળે આવ્યો અને જીવનસુવાસની હવે આછી લહરીઓ અનુભવતાં સગાં વહાલાંને વિરમવું રહ્યું છે.

તે દુઃખદ ભૂતકાળ વીત્યે બે વર્ષ વહી ગયાં. વર્ષો વહી જશે. સ્મરણ તાજાં જ રહેશે.

શાથી કે તેમનું જીવન એવું હતું કે તેમના સંસર્ગમાં આવનારને તેમના જીવનનો રંગ ચડતો. તે રંગ પટોળાં પરની ભાત જેવો ટકી રહે તેવો હતો. રમણલાલને જેમ કવિતા કરવાનો, સંગીતનો ને ચિત્રકલાનો કુદરતી શોખ હતો, તેમ ધાર્મિક વાચન, તેમનું જીવનવ્યસન હતું સ્વભાવ માયાળુ હતો ને હૃદયના તે સ્નેહાળ હતા; તેથીજ તેમનું અવસાન વધારે સાલે છે ને સોરાવે છે. સમાલોચક જેવાં શિષ્ટ માસિકોમાં તેમના છપાયલા લેખોએ જ આ લેખકને તેમનો પરિચય કરાવ્યો હતો. કોઇ એમ પૂછે કે રમણલાલને ડીગ્રી મળી હતી? તેમને મારે કશું જ કહેવાનું નથી. કોઇ એમ પૂછે કે રમણલાલ સહૃદયી

હતા? તેમને હું બેધડક કહીશ કે હા, તે સહૃદયી હતા, વાસ્તેજ તેમનું આટલું સ્મરણ કરાવવા હું આકર્ષાયો છું.

અને છેલ્લી એક વાત. પુત્રશોકે દગ્ધ દશા ભોગવતા શ્રીયુત રણછોડલાલને રમણલાલના અવસાનથી પડેલી ખોટ સહન કરવાનું ઇશ્વર સામર્થ્ય આપો, એટલી પ્રભુ પ્રત્યે આપણે પ્રાર્થના કરીશું. ખુદ રમણલાલેય તેમની કવિતામાં, આશ્વાસનસૂચક: પંક્તિઓ ગાએલી છે કે:—

"આ કારમા સંસારમાં, સુખ છે નહિ ઘડી ચારનું;
"આશા અને માયા તણા, બંધન વિષે બંધામણું:
× × × ×
"છે એક સાચું શરણ–સબળું શ્રી હરિનું જગતમાં."

માટે જ્ઞાનદશાને પામી, મૃત પુત્રનો સૂક્ષ્માત્મા તો નજર સમક્ષજ છે, તે આત્માની હુંફવડે જીવન જીવી પ્રભુ જે રીતે પુત્રપર આશીર્વાદ જ વરસાવતો રહે, તેવી કરણી અહોનિરંતર કરતા રહેવી, તે સ્વર્ગસ્થનાં સગાં, સંબન્ધીઓ ને વહાલાંનું પરમ કર્ત્તવ્ય છે.

એ ભાઇના સ્મરણ તરીકે આ લઘુ પુસ્તકની 'મિત્ર'ના ગ્રાહકોને ભેટ આપવાની જે આવકારદાયક ઉદારતા શ્રીયુત ગોળવાળાએ દાખવી છે, તે તેમની અનેક જબ્બર સખાવતોમાં એક વિશેષ ધડો લેવા યોગ્ય દ્રષ્ટાંત પૂરૂં પાડનારી છે, એમ કહેવામાં જરાયે ખોટું નથી.

કેશવ હ. શેઠ

# ઉપોદ્ઘાત

ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં એક સમય એવો હતો કે દલપતરામને 'ગરબીભટ' કહી ત્હેમના નવટીકાકારો હસતા હતા. આજે એ સમય આવ્યો છે કે લગભગ પ્રત્યેક નવરસિક કવિજનને રાસ લખવાના ઉમળકા આવે છે. ગુજરાતી સાહિત્યમાં આજે રાસનો દિગ્વિજય છે. આ નવયુગમાં તો રાજવીકવિ કલાપીએ એક માત્ર રાસના એ દિગ્વિજયની આણ માની નથી. નરસિંહ–મીરાં રાસના જન્મદાતા હતાં. રત્નાના મહિના, વલ્લભના ગરબા, પ્રેમાનંદનાં મીઠાનાં ઋષિરાજનાં ઝીલણિયાં, રઘુનાથ ને થોભણનાં ગીતો, કાઠિયાવાડના ઐતિહાસિક રાસડા, સ્વામીનારાયણ સંપ્રદાયના ગરબાઓ: પ્રાચીન ગુજરાતી સાહિત્યમાંનાં રાસનાં એ નિરનિરાળાં સ્વરૂપ છે. ગુજરાતી પ્રજાજીવનના ઉત્સવોના, સ્ત્રીજાતિના ઉલ્લાસોના એમ એ કવિવરો પ્રેરક ને પોષક થયા હતા. પણ પ્રાચીન ગુર્જર કવીશ્વરોમાં રાસનો અલબેલો રસિકવર તો દયારામ. કેટલીક ગરબીઓમાંથી તે વખતના પ્રચલિત વલ્લભ સંપ્રદાયના અતિશૃંગારને બાદ કરતાં દયારામભાઇની ગરબીઓમાંની કવિતાનો પ્રસાદ તો વર્તમાન કવિઓના થોડાક જ રાસમાં હશે.

ગુજરાતને કે ગુજરાતી કાવ્યરસિકોને ભાઇ કેશવ હ. શેઠ અજાણ્યા નથી. સ્નેહસંગીત, સ્વદેશગીતાવલિ, પ્રાર્થનાનાં પદ—એ કાવ્ય સંગ્રહો અને લગ્નવ્રત ને પ્રવાસીના પત્રો; એ પુસ્તકોથી ગુજરાત એમને ઓળખે છે. એમનું સારામાં સારૂં ઘણું સારૂં છે, પણ બધું એ લખેલું કે મ્હોટો ભાગ એવો નથી. કવિજનને સહેલી પણ આત્મઘાતક અનુકરણોના ભાષાન્તરોના ઢાળે જો ન ઉતરી જવાય, ગીતની વિચારની ભાષાની ઓછીવધતી ઠોકરો છે તેથી ઓછી થાય, દોર ઉપર હાથ રાખીને પણ કલ્પનાના પતંગને વિદ્યુત્સન્દેશની શોધમાં હજી વધારે ઉચ્ચે ગગનદેશમાં ઉડવા દેવામાં આવે, તો આ રાસમાંના સારા રાસોથી યે સરસ રાસ હજી ગુજરાતને મળશે.

કવિ તરીકે ભાઇ કેશવ—એક રીતે—હજી વિકાસની તરુણાવસ્થામાં છે; રસનાં કાંકરિયા સરોવરો ને નગીનાવાડીઓમાં હજી વિહરે છે. નર્મદા કે ગંગાના મહાનદને આરે કે બાવાઠવિના ગીર કે દંડકનાં મહાવનની ગહનતામાં હજી તે યાત્રાએ વિચરતા નથી. હૃદયના સંસારના જીવનના મહાપ્રશ્નોની ભૂલભૂલામણીમાં હજી તે પ્રવેશતા નથી. રસના મહાસાગર ખેડનાર ખેવડીયા થવાનું તો—સર્વ પ્રજાઓમાં ને હમ્મેશાં—થોડાકને જ સદ્‌ભાગ્યે લખ્યું છે. કોલમ્બસ તો કોઇક જ હોય: રસના કોલમ્બસે કોઇક જ હોય. ભાઇ કેશવના અન્તરનો ઝરો ફૂટયો છે, તે ઉભરાય છે. હૃદયછટામાં વિદ્યુતલતાના ચમકારા, થોડાકમાં ચમકે

છે એવા, ચમકે છે. પૂના ચિત્રશાળા પ્રેસમાંથી નીકળતી એથી ઘણી વધારે સ્વરૂપવાન ચિત્રમાલા કેશવનાં કાવ્યોમાંની છે. પ્રાચીન ગણપતિ ઉત્સવોમાં પૂજાતી એનાથી વધારે મંગલકારી માંગલ્યના દેવની મૂર્તીઓ ભાઇ કેશવના ઘણા કાવ્યપાટલે વિરાજે છે. કેટલીક તો રવિવર્મા અને મહાત્રેની સાથે પણ શોભે. ત્હો પણ હજી કલામાં ઉણપ છે, કલા-વિધાયકના હાથમાં એ જાદુ સતત નથી આવ્યાં, જે —અલાદીનના દીવાની પેઠ—અન્ધારાં યે અજવાળે છે. આરસ શુદ્ધ છે, શીલ્પીની ભાવનાએ ઉન્નત છે, હથોટી બરાબર બેસશે એટલે કવિતાની જયપુરી મૂર્તિઓ રચાશે.

નવલરામભાઇએ **નર્મદના** સમયમૂર્તિ કહેલ છે. એવા તો એકાન્તવાસી મહારસયોગી તો કોઇ પણ યુગમાં કે પ્રજામાં વિરલ જ હોય જે વર્તમાનથી નિર્લેપ રહ્યા હોય. **દલપતકાવ્ય** ને **નર્મકવિતા** આ યુગના યુગધર્મની પ્રથમ ગુર્જરી સ્મૃતિઓ છે, ત્હેમાં વર્ણવેલા યુગધર્મથી નિરાળા કે વિશેષ યુગધર્મ આજ સુધી તો નવયુગના કો સત્ય નવસ્મૃતિકારે હજી દાખવ્યા નથી. **દલપત–નર્મદનાં** એમાં જ વિશાલતા ને મહાનતા અને એમાં જ સીમા અને સંકોચ છે. "હુન્નરખાનની ચ્હડાઇ" ને "હિન્દુઓની પડતી" રેંટિયો કાંતતાં કે ખાદી વણતાં ઘેરઘેર ગવાતાં નથી એ એટલું જ દાખવે છે કે અર્વાચીન ગુર્જર સાહિત્યના યે સાહિત્યરસિક અભ્યાસીઓ મહાત્મા **ગાંધીજીના** સંઘના સંઘવી તરીકે કોક જ હશે. પણ જમાનાના બરનાં રચાતાં

ને ગવાતાં નવગીતોથી એ ઉણપ પૂરાય છે. આ રાસસંગ્રહમાં યે વર્તમાન પ્રજાપ્રવૃત્તિઓનાં પ્રતિબિંબ પડેલાં કાવ્યો નથી એમ નથી. **જોગીરાજ**, **માજીનો રાસ**, **નન્દનવનશો દેશ**, એ સહુ શરૂઆતમાં એ પ્રકારનાં ગીતો છેઃ-

'રાજ ! આવજો રે ગહન ગીત જ્યાં ગવાયઃ
અમર આર્યભૂમિ મ્હાંય,
દિવ્ય બ્રહ્મનાદ થાય,
ભવન - ભવનમાં રે સૂર એહ સંભળાય.

*

પ્રીતે પૂજન કરીએ:
ધરી વસ્ત્ર સ્વદેશી શરીર પ્રીતે પૂજન કરીએ.
આર્યકુલની વીરાંગના સહુ આપણ એક જ અંગ રેઃ
મૂર્તિ માતની મન પધરાવી જીતિયે માનવજંગ;
પ્રીતે પૂજન કરીએ.

*

અમુલખ એવો અવસર ક્યારે આવશે ?
પગલે પગલે પુણ્ય વેરાશે પૂર્વનાં,
નવે ખંડમાં નવચેતન જન પામશે ;
આર્યઆંગણે તપશે તપ રઘુકુલનાં :
મંગલ એવો અવસર ક્યારે આવશે ?

આ ચરણોમાંની પવિત્ર ઉન્નત ને વિશાલ ભાવનાઓ વર્તમાન રાજકીય વક્તાસન ગજવતાં ઘણાં નરનારે હજી સાંભળવાની, શીખવાની, જીવનમાં ઉતારવાની બાકી છે. એ વક્તાસન ને યજ્ઞોની યજ્ઞવેદીઓમાં જેટલો ફરક હોય

છે તેટલો ફરક એ વ્યાખ્યાનો ને આ ચરણોમાં છે.

સખીરી ! શરદ પુનમની રાત,
ખીલતી ભૂતળપર ભલી ભાત.

શરદ પુનમના રાસનાં એ ઉપડતાં ચરણોમાં ચમત્કાર નથી: વિચારની ભાવની વાણીની લોકોત્તર રમણીયતા નથી. ચન્દ્રના દર્શને ચન્દ્રકાન્ત ઝમે તેમ કવિનું હૃદય શરદ પુનમનાં દર્શને દ્રવે છે—નીતરે છે, પણ એ ફોરાંનાં મોતી નથી બન્ધાણાં. ઉજળી રાત્રિની સાદાઇ ને સુઘડતા એ ચરણોમાં છે. કેળવાયેલાની કવિતા—Poetry of Cultureથી એ ચરણો કોઇ રીતે ઉતરતાં નથી: પ્રેરણાની—નૈસર્ગિક કવિતા—Poetry of Inspiration એ ચરણોમાં નથી. એમાં એ નથી કે જે હોવાથી શબ્દમાલા કવિતા બની શોભે ને ઝગહળે છે. પૂર્ણિમાનો ચન્દ્ર ઉગે ને સાગર ન સળકે એમ તો ન જ બને: આ લાંબા ગીતમાં પણ આગળ જતાં છલકાટ ને ઉછાળાટ છે: પણ આખું કાવ્ય શરદ પુનમની કાવ્યમૂર્તિ નથી.

શ્રીમદ્ ભાગવતમાંની ગોકુલવૃન્દાવનની ગોપલીલા પછી ગોપકાવ્યો ભણી કવિજન વિશેષ આકર્ષાય છે અને આ કવિને પણ એ આકર્ષણ આવ્યાં છે.

'સીમના સરવરિયાના ઉરમાં કમલો વિરમ્યાં'

ને સન્ધ્યા સમયે

'અનિમિષ આંખે આંગણ વાટ જૂએ ગોવાલણી:'
'ધણુની ધડકતે ઉર વાટ જૂએ ગોવાલણી:'

થોડીક વારે વાટ જોતીની આંખડલી ભરાઇ, ઘણુ આવ્યું, અને ...

'આવ્યો—આવ્યો, રણજોદ્ધારો, આંગણ રાયકો.'

એ કાવ્યમાંનું ગોપચિત્ર મનોરમ ને અમર કવિતાવન્તું છે.

રાસરસિકોના રસસમ્રાટ દયારામભાઇનું સુવિખ્યાત

વ્રજ વ્હાલું, રે વૈકુંઠ નહિ આવું

એ ચરણ ઉપાડી લઇ કવિએ ગીત લખ્યું છે અને તે સાદા જેવા ગીતમાં ફિલસૂફી ઠીક ભરી છે:—

ત્યહાં મનુષ્યા હે', ક્ય્હાંથી લાવું ?
વ્રજ વ્હાલું, રે વૈકુંઠ નહિ આવું.

જીવનનાં દુઃખો કલહો રોગો મૃત્યુની શોકશામળી બાજુ ઘણી ગવાઇ ને ગવાય છે. માનવજીવનનો ને માનવલીલાઓનો મહિમા, ઘરઘરનાં વ્રજ ને ઉરઉરમાંનાં ગોકુલ, માનવી માનવીની—પ્રત્યેક નરનારની રાસપંચાધ્યાયિની ચિરસ્મરણીય હોય છે: એ કથા કેટલા થોડા ગાય છે ? એકદેશી દૃષ્ટિ સર્વદેશી થાય, આછોતરૂં જોતી આંખ ઊંડું નિહાળે, તો હૃદયના કંઇ કંઇ અણકથ્યા કોડની ને જીવનનાં કંઇ કંઇ સૌન્દર્ય ને ભવ્યતાની કવિતા હજી મનુષ્યજાતિને મળે. મનુષ્યહૃદય છીછરાં નથી, મનુષ્યહૃદયના ઓઘો છીછરા નથી. મગરમચ્છનાં ને મરજીવાનાં આત્મવન્તાં અવગાહનબલ કવિઓમાં જોઇએ, કે અગાધ જલની ગહનતામાં ડૂબકી મારે ને તરી યે આવે. ભવિષ્યની કવિતા વિષાદ ને નિરાશાની નથી, ઉલ્લાસ પ્રોત્સાહન

પુણ્યાનન્દની છે.

ભાઇ કેશવનાં ઉપર કહેલાં ગીતો સારાં છે, કેટલાંક ઘણાં સારાં છે, પણ તે આ સંગ્રહમાંનાં સર્વોત્તમ ગીતો નથી. આ રાસાવલિમાંનાં ઉત્તમોત્તમ કાવ્યો તો બીજાં છેઃ–

'વિધિ લખ્યું વાચી લલાટ
કહેને , જોગીડા !
ઉઘડશે દૈવી પ્રભાત
ક્ય્હારે ? જોગીડા !
શમશે ભવભવના ઉચાટ
ત્ય્હારે , જોગીડા ! '

*

' કાનુંડે બંસીને સુર
માયા લગાડી :
કનૈયે બંસીને સુર
લગની લગાડી !'

*

'અતિથિ બેઠા મલયનાવડે રે;
ઝોલે ચ્હડયાં નીર–નાવ, મ્હારા વ્હાલમા !
સુરતા લગાડી બ્રહ્મનાદની રે
મલયનાં પૂરને થોભાવ, મ્હારા વ્હાલમા !'

*

'નવલખ તારકગણ તપે, અમુલખ શશીની સેવ;

દેવો ય દુનિયામાં ઘણા;
મ્હારે પોતે જ છો જી એક દેવ
રે સુહાગી દેવ !
તમથી સૌભાગ્યરેખ ઉજલડી રે,'

*

'અવધો વીત્યે વ્હાલમ ! વતને વ્હેલા આવશો'

*

'આંખમાં એવી ઝબૂકે વીજળી રે'

*

'ચન્દ્ર જોઇ મહેરામણ શો ઉલટે રે?
ઊભી ગાઈ રહ્યો શાં ગાન જો !
ઉલટે એવું હૈયું મ્હારૂં ઉછળે રે:
ઉતર્યા મુજ મન્દિર મહેમાન જો:
ગીત ઘુંટાયે ગહન શાં અન્તરે રે ?'

*

'ભીતર મુજ ભરતી ચ્હડતી ભાવની રે ?'

*

'અન્તરના સરવરે નિરન્તર અખેપાત્ર છલકાય,
સખીરી ! અખેપાત્ર છલકાય ;
પીરસું તેમ વધે રસ ચ્હસ, એ કૌતુક શું કહેવાય ?
કહે, સખિ! કૌતુક શું કહેવાય ?'

*

'નિર્જન વનવગડે અલિ વાદળી ! જળ શાં ઢોળવાં અમથાં ?

રણે રગદોળવાં અમથાં ?
એવાં હૈયાસૂનાં સમીપ વિતક શાં બોલવાં અમથાં ?
હૃદય શીદ ખોલવાં અમથાં ? ’

*

‘મધુ–મધુતર એ પૂજન રસિકને ભવ રૂડલે,
કો સુણશે એ કૂજન ભર્યાં દૈવી દિલડે ? ’

*

‘ મીઠો ત્હારો ચમકાર, ધીરે–જરા ધીરે વીજલડી ! ’

*

‘એક હીરલો જડયો જમુનાંજીને ઘાટ :
દિસે ફીક્કાશો ઝીણો કામણિયાં વિરાટઃ’

આ સહુ સાચ્ચા હીરાની કણિકાઓ છે, અને કોઇ પણ રસરાજવીના મુકૂટને શોભાવે. એમને ટીકાની પૃથક્કરણની જરૂર નથી. એમનાં નૂર તો સ્વયંપ્રકાશ છે. ન દેખે ત્હેમને દેખાડી શકાય જ નહીં.

અનુકરણની વાટના વટેમાર્ગુને હમેશાં પડેલા ચીલાની થોડીઘણીયે ધૂળ ઉડે છે, વણખેડયા સાગર ખેડનારને નવસમૃદ્ધિનાં બન્દરો લાધી યે જાય છે. ભાઈ કેશવે જ્યારે જ્યારે એવી ન્હાની મ્હોટી મજૂર ખેડી છે ત્હારે ત્હારે એવા વિજય ભંડાર લઇ વળ્યા છે.

ભાઇ કેશવનું ઉત્તમ  તે ચિરસ્થાયી છે. ગુજરાત તે વિસરી નહીં જાય.

આપણા નવા કવિઓ વાર કે તિથિઓ કે મહિના નથી લખતા. ભાઇ કેશવે નવરાત્રિની તિથિઓ લખી છે. આપણે યે એમની એ વાંછનાઓ ને કોડ સાથે આ ઉપોદ્‌ઘાત સમાપીશું:-

"સખિ ! નવરાત્રિની નોમ પુરે મુજ પરકમ્મા;
જય ગજવે સુરજ-સોમ ને મુજ જગદમ્બા.
વિજયાદશમીની વધાઈ બ્રહ્માંડે ગાજે;
ને દેવપતિની દુહાઇ નવ ખંડે આજે.

વાચનાર ! ત્હારી યે જીવનપરકમ્મા એમ પૂરાવ, ત્હારા યે હૃદયખંડમાં દેવપતિની દુહાઇ એમ ગાજી રહો.

ફાલ્ગુની શુક્લ
એકાદશી, ૧૯૭૮
૯મી માર્ચ ૧૯૨૨

ન્હાનાલાલ દલપતરામ કવિ

# વસ્તુનિર્દેશ

—૧—

" તલાવડી કે કુવો, આટલામાં તો ક્યાંય નથી. "

" અરે રામરામ ! એકલું પાણી મળ્યું હત, તોય સારૂં. પાણી પીવાત, તો તરસ છીપાત ને ભૂખેય મટત."

ખરો મધ્યાહ્નકાળ, નરી લૂ વરસે. ધીકતી ધરતીનાં મૂળમાંથી તો ઉન્હી વરાળ નીકળે અને તડકો તો જાણે અગ્નિના ઉડતા તણખા.

એવા ધોમ ધખતા પ્રખર ઉન્હાળાના ખરા બપોરે બે પથિક, નિર્જળ ને નિરવ સીમની વાટ વટાવતા હતા. એક આહીર હતો ને બીજી તેની સ્ત્રી હતી.

ઋતુ ઋતુનાં વસ્ત્રો જુદાં જુદાં હોય છે; પણ ઉન્હાળામાં ઢાકાનું મલમલ પહેરવું શહેરીઓને પરવડે. ગામડાનું તે આહીર કુટુમ્બ જાડાં વસ્ત્રો—ગમે તે ઋતુમાંય—પહેરવાને ટેવાયલું હતું: એટલે આહીરે ઘેટાંના ઉનની ધોળી ધાબળી ઓઢીને અંગ ઢાંક્યું હતું અને વચમાં વચમાં મટેલી ખાપોવાળું ગજીઆ જેવું ભાતીગર મગીઉં આહીરણે ઓઢયું હતું. તેની ફ્હેડમાં કુમળું બાળક હતું. આપણને તો જરૂર એમ લાગે, કે અંગઉઘાડું એ ફૂલ જેવું બાળક તાપમાં શેકાઇ જતું હશે: પણ ખરેજ,

માતાની હુંફવડે તેને કેવી તાઢક વળતી હતી, એ તો એ બાળક જ અનુભવતું હતું.

સ્ત્રીની ફ્હેડમાં બાળક હતું, ત્યારે આહીરના હાથમાં દોરી લોટો હતો, કડિયાળી ડાંગ હતી ને ખાવાના ભાથાનો ખાલી થઇ ગએલો નાનો ડબો હતો. માંહ્ય ખાવાનું રહ્યું ન હતું, એટલે ડબો બોજારૂપ લાગતો હતો. મથાળે ટાંકેલી પંક્તિઓ પ્રમાણે પાણી શોધવા નીકળેલી આહીરણ ભગ્નાશવદને પાછી ફરી, એટલે પેલો દોરી લોટોય આહીરને ભારે લાગવા માંડયો.

થાકીને લોથ થએલો આહીર સૂકાતા કંઠે "અરે રામરામ !" કહીને ભોંયપર બેસી ગયો. બાળકને જાળવીને હાથમાં લઇ આહીરણ પણ બેઠી.

માથાપર વડ હતો. વડની છાયા તળે બેઠેલી આહીરણે ઉંચી નજર કરી. પ્રભુ પાસે તે કાંઇક દયા યાચના કરતી હોય એમ જ આપણને લાગે. આહીરણ જાણતી હતી કે ભરથાર ભૂખ્યો થયો છે. તેને તરસ લાગી છે. તે તડકાથી આકુળવ્યાકુળ થઇ ગયો છે ને બહુ થાકી ગયો છે. આહીરણ એ બધું જાણતી હતી, પણ તે શું કરે ? તેની કને શું હતું, કે ભરથારને આપે ?

વડવૃક્ષની અસંખ્ય શાખાઓને વીંધીને આહીરણ પોતાની દીનદષ્ટિ આકાશગમ ક્ષણભર ફેંકી રહી અને દીનાનાથે જ જાણે પ્રેરણા ન કરી હોય, તેમ તેને કંઇક

યાદ આવ્યું. આહીરણમાં અગમ્ય ચેતન પુરાયું. તેણે આહીરને સમ્બોધન કર્યું:–

" લગીર આડા થશો ? " આહીરણે પોતાનો અંક તેના ભરથારના ઉશીકા વાસ્તે ધર્યો. વ્યાકુળ આહીર સૂઇ ગયો.

દેવમૂર્તિની આગળ, રમતા મૂકાતા ફૂલ પેઠે પેલા નાના બાળકને આહીર પાસે તેની સ્ત્રીએ રમતું મૂકયું ને આહીરણે તેની બસૂરી ને બેતાલ હલકે અશુદ્ધ ઉચ્ચારવાળો રાસ ગાવા માંડયો. તે રાસ, શુદ્ધ આમ હતો:–

" બ્રહ્માન્ડનો ગરબો કીધો રે મા, અંબાજી ગરબે ઘૂમે છે
રમવાને શિરપર લીધો રે મા, અંબાજી " "
પટ ઇંઢોણી અવની કીધી રે મા, અંબાજી " "
દશ દિશની જાળી ગૂંથી રે મા, અંબાજી " "

× × × ×

સંભવિત હતું કે કવિ વલ્લભની ઉપર્યુક્ત ગરબીમાં ભરેલું તત્ત્વજ્ઞાન તે ગાનાર ને સાંભળનાર બેમાંથી કોઇયે નહીં સમજ્યાં હોય; તથાપિ આહીરણના સંગીતવડે આહીરનો થાક ઉતરી ગયો, તેની ક્ષુધા ટળી, તેની તૃષા છીપાઇ: ભારેખમ આહીર હલકો ફૂલ થઇને મીઠી ગુલાબી નિદ્રા લઇ શકયો. બાળક તો કયારનું ય ઉંઘી ગયું હતું.

—૨—

સાવ સાદા જેવા જણાતા સંગીતનીયે અસર

આવી છે, કનૈયાની બંસીથી યમુનાજીનાં જળ થોભ્યાં હતાં ને ચારો ચરતું ધણ અનિમિષ નયને તે સંગીત તરફ આકર્ષાઇ રહ્યું હતું, એ કથાનો તો પ્રત્યક્ષ અનુભવ નથી, પણ ઉપરનુ ચિત્ર તો અનુભવસિદ્ધ થયું, એ ચોકૂખે ચોકૂખી વાત છે. નાનો હતો ત્યારે સાપ કહાડતા મદારીના ઘણાય ખેલ જોયા હતા. મોરલીના નાદમાં નાગ તન્મય થઇ જાય છે એ નજરે નિહાળેલું નિર્વિવાદ સત્ય છે. કકળતી આંતરડીમાંથી દ્રવતું ને શ્રવતું રૂદનમય કરુણ સંગીત, સાંભળનારની આંખો આંસુભીની કરી દે છે એ અનુભવ તો લગભગ સૌ કોઇના હશે. ડાંગેર ખાંડવા આવતાં ગોલારાણાનાં બૈરાંનો અમથો અમથો મ્હોં વાટે નીકળી રહેતો સંગીતઅવાજ પણ મને તો આનન્દ-પ્રદ નિવડ્યો છે.

પણ આ દૃષ્ટાંતો તો શાસ્ત્રીયપદ્ધતિથી રહીત ગાયકોનાં. એ સંગીતનો કોઇ અંશ સરસ્વતીના વીણામાં ઉતરે ને તે વીણાદ્વારા તેનું વહન થાય, ત્યારે કર્ણને ને હૃદયને કેવો આનન્દ થતો હશે ? એ આનન્દનો યત્કિંચિત્ અનુભવ કવિહૃદયોને તેમની કવિતાનાં સૂક્ષ્મ આન્દોલનોદ્વારા મળતો હશેઃ બાકીનાઓને તો, એ અનુભવ ગ્રંથોનાં વર્ણનો વાચીને જ કરી લેવાનો રહ્યો. એટલે સરસ્વતીની વીણાના સંગીતની વાત પડતી મૂકીએ ને સુન્દરીના કેળવાયલા કંઠદ્વારા ગવાતા સંગીતનો ઘણા જણનો અનુભવ વિચારીએઃ–

આહીરણુ અભણુ હતી, તેનો કંઠ કેળવાયલો ન હતો. તેને સંગીત ગાવાની ઢબ આવડતી ન હતી, છતાં મલ્હાર ગાતાં મ્હેતાએ વરસાદ વરસાવ્યો હતો, તેમ સંતપ્ત સ્વામીપર એવા એવા સંગીત વડે ય અમીનો અભિષેક કરી શકી. ત્યારે સુન્દરીના કેળવાયલા કંઠનું સંગીત સાંભળતાં તેના સ્વામીને કેવો આનન્દ મળતો હશે ? એ અનુભવ તો અકલ્પ્ય જ રહેશે: આપણે એક જ શબ્દમાં કહીશું કે એ આનન્દ તો કોઇ 'અપૂર્વ'.

વાળુપાણીથી પરવારીને આકાશખુલ્લી અગાસીમાં તમે બેસો. કલ્પો કે સામી જ બેઠકે તમારાં ગૃહરાજ્ઞી છે. ચન્દનીનો પૂર બ્હાર ખીલી રહ્યો છે. તમારા હાથમાં દિલરૂબા છે. સ્નેહસ્નિગ્ધ – મીઠો દૃષ્ટિપાત કરીને તમે ગૃહરાજ્ઞીને કહો, કે "તમે ગાઓ, હું બજાવું:" તે ગાય ને તમે બજાવો; પછી ? પછી એ સંગીતરસજ્ઞ ! વર્ણવી શકશો કે તમને કેવો આનન્દાનુભવ થાય છે ?

એક પગલું આગળ વધીએ:–

ગાતું–બજાવતું યુગલ અગાસીમાં બેઠું હોય, મકાન હેઠળથી તે સુન્દરીની સાહેલી બોલાવે:–" × × બ્હેન ! ચાલોની: ગરબા ગાવાનો વખત થયો." તમારાં ગૃહરાજ્ઞી તમારા જ ચોક (કે ચોકઠા) માં ગાવા જાય; તમને જ એકલાને જે સંગીતનો તે આનન્દાનુભવ લેવડાવતી હતી, તે હવે ઝાઝાં જણુને લેવરાવવા માંડે: તાલમાં તાલ

દેતા નૂપુરના નાદ સાથે ને સંગીતની ભાવનામાં ભાવ ઉમેરતા અંગમરોડ ને દરેક અવયવના અભિનય સાથે સુન્દરી–તમારાં ગૃહરાજ્ઞી-નું સંગીત તમને વધારે આનન્દપ્રદ નથી લાગતું ?

મારો જ અનુભવ પૂછતા હો, તો સૂંઈ, ત્યાં સુન્દરી ને સુન્દરી ત્યાં સંગીતઃ એમ હોવું જ જોઇએ. સુશીલ ને શિયળવતી ગૃહરાજ્ઞી પાસેથી કોઇ સંગીતનું તત્ત્વ ઉપાડી લે, તો સંગીતરસિક તેના સ્વામીનું જીવન–અરે આખો ભવ–નિરસ ને સ્મશાનસૂનો થઇ જાય. સરજનહારે બધા બ્રહ્માન્ડને એટલા જ વાસ્તે "સંગીતમય" સરજ્યું હશે.

—૩—

"સંગીત તો સુન્દરીનુ જ," એવો મારો મુદ્રાલેખ મારા મિત્ર ૧ જયશંકર કે ગાન્ધર્વ નાટક મંડળીના કેટલાક વિદ્વાન, તાલીમબાજ. ઉસ્તાદ નટ–ગાયકો વાચીને વિરોધ ઉઠાવશે તો હું તે સાંભળી લઇશ, ને તેમના વિરોધ છતાં ય વારંવાર હું એકનું એક જ વાક્ય તેમને સુણાવીશ, કે ક્યાં અભ્યાસદ્વારા તૈયાર થએલા તમે

---

૧ જયશંકર ભૂધરદાસ ભોજકઃ જૂની 'મુંબઇ ગૂજરાતી નાટકમંડળી' ના 'સૌભાગ્ય સુન્દરી' ના ખેલમાં સુન્દરી થનાર સુપ્રસિદ્ધ એક્ટર.

ગાયકો અને ક્યાં કુદરતદત્તશક્તિના વિકાસદ્વારા ગેય ગીતો ગાનાર સુન્દરીઓ ? "સંગીત તો સુન્દરીનું જ—" એ મુદ્રાલેખના પુરાવા સારૂ પુસ્તકો ઉથામવાની યે શી જરૂર છે ? કર્મવીર ગાંધીજીના 'સત્યાગ્રહાશ્રમ' માં એકાદવાર ચાલો, ત્યાંના સંગીતશાસ્ત્રી શ્રીયુત ખરેને—

" રઘુપતિ રાઘવ રાજા – રામ
પતિતપાવન સીતારામ "

ની ધૂન મચાવતા નિહાળો, એ ધૂનનો સંગીતસૂર એકવાર આશ્રમવાસી પુરૂષોને મ્હોંડેથી નીકળતો સાંભળો ને પછી સ્ત્રીઓનો વારો આવે એટલે તેમના કંઠને " તાલીમબાજ " પુરૂષસૂર સાથે સરખાવી જુઓ. અંતર આસ્માન જમીન જેટલું જણાશે.

એક ફકરા જેટલો જરા વિષયાન્તર કર્યા પછી આપણે મૂળ મુદ્દે વિચારીએ. 'સંગીત તો સુન્દરીનું જ' એટલું વિચાર્યા પછી આપણે એ વિચારવાનું રહ્યું, કે સંગીત ગાવાના, સુન્દરીઓ વાસ્તે નિયત પ્રસંગો પણ હોય છે કે નહિ ? નિત્યનું સામાન્ય સંગીત ગાતી સુન્દરીને જ નિયત પ્રસંગે સંગીત ગાતી તમે સાંભળી છે ? નમ્ર મત પ્રમાણે તેવા મૂખ્ય પ્રસંગો બે છે :– (૧) લગ્નપ્રસંગ ને (૨) નવરાત્રિ.

સુન્દરીને કોઇ " વિવાહ વેલી નાર " કહો કે બીજું ગમે તે વિશેષણ લગાડો; મારો અનુભવ તો એમ કહે છે કે લગ્નગીતો અને નવરાત્રિનાં ન્હોરતાં–ગરબીઓ અર્થાત " નાના નાના રાસ " એ બે પ્રસંગોને લગતું જે સંગીતસાહિત્ય, તે સુન્દરીઓ માટેનું **ખાસ** સંગીત સાહિત્ય છે. જો તે પૂરતા પ્રમાણમાં ન હોય, તો તેને અભાવે. અસહકારવાળા **વર્તમાન** યુગે **અમદાવાદને ચૌટે** પૈસે પૈસે વેચાતી કવિતા ગવાય છે, તેમ સુન્દરીઓ પણ તેવાં ગીત ગાય, તેમાં તેમનો વાંક નથી.

કવિશ્રી **ન્હાનાલાલે** આ પુસ્તકના ઉપોદ્‌ઘાતમાં જણાવેલા જૂના કવિઓનાં ગીતો ઉપરાંત નવા કવિઓમાં એ જ કવિએ રાસનું સાહિત્ય સારા સ્વરૂપમાં ને "સારા પ્રમાણમાં આપ્યું છે" છતાં યે હજુ તેની ઉણપ ઓછી તો નથી જ થઇ. મારી–'પ્રજાબન્ધુ' પત્રની–ઓફિસ સામે જ 'વનિતાવિશ્રામ' આવ્યું. ઘણીયે વાર ત્યાંની મહિલાઓને સ્પષ્ટોચ્ચારે ગીત ગાતી સાંભળી શકાય છે. મહિલાઓ ગીતો ગાય છે, પણ હજુ તેમની પાસે જોઇતો ગીતભંડાર નથી, એમ તરત જ માલમ પડે છે; તેમાંયે વળી યુગપરિવર્તન પછી રાસનું સ્વદેશ વસ્તુ, આ નવયુગની

સુન્દરીઓ જે મૂગા અવાજે માગી રહી છે, તેનો તો સાવ અભાવ તરત જ દૃષ્ટિ સમક્ષ તરી આવે છે. [1]લગ્ન ગીતો માટે પણ એ જ ફરીયાદ ટકી રહી છે. એટલે આ બન્ને દિશા તરફ-લગ્ન ગીતો ને રાસની સાહિત્યની અભિવૃદ્ધિ તરફ—સાહિત્યરસજ્ઞોએ પોતાની રસિક કલમને વાળવાની અનિવાર્ય જરૂર છે, એમ પ્રસંગોપાત મને સમજાતું રહ્યું છે.

હું એક વાત માની લઉં છું કે કવિતાનું સાહિત્ય ધાર્યું ઉત્પન્ન ન થઇ શકે. એ કાંઇ નિબંધ જેવી વસ્તુ નથી; પરન્તુ તે સાથે એટલું પણ ચોક્કસ છે, કે જે સાહિત્યની ઉણપ સમજાઇ હોય અને તે ઉણપ યથાશક્તિ પૂરવાની લગની જ લાગેલી હોય, તો તે ભાવના વહેલી મોડી ને થોડી ઘણી જરૂર પૂરાય છે જ.

એ જ નિયમે, જ્યારે જ્યારે લગ્નપ્રસંગોના

---

૧ 'મહિલામિત્ર' (વાર્ષિકઅંક) માં છપાયલા 'ગુજરાતી સ્ત્રી સાહિત્ય' વાળા લેખમાં લગ્નગીતોનું સાહિત્ય જે થોડું જણાવેલું છે, તે હું ભૂલી નથી ગયો; પરંતુ એ 'થોડુંજ' સાહિત્ય છે. જોઇએ તેટલું નથી.

અનુભવ મળેલા, ત્યારે ત્યારે "લગ્નગીતો"[1] લખાયાં હતાં. એ 'લગ્નગીતો' સારાં આદર પામ્યાં, ત્યારે જ ગૂર્જર સાહિત્યમાં ગેય કાવ્યોની કેટલી બધી આવશ્યકતા છે, તેનું પણ ભાન થયું અને ત્યાર પછી, છેલ્લાં બે વર્ષથી મારી (હું રહું છું તે) કોઠારી પોળના ચોકઠામાં નવરાત્રિ પ્રસંગે ગરબા ગવાતાં મળેલા અનુભવને પરિણામે આ 'રાસ' લખાયા છે. રાસના કેટલાક ઢાળ ને રાગનાં મથાળાં પણ મને ગવાતા ગરબાદ્વારા જ મળ્યાં છે.

રાસના ઉદ્દ્ભવ પહેલાં જન્મેલા વિચારો શા હતા, રાસ કેમ લખાયા, રાસ ક્યારે લખાયા, એ સઘળું આટલા 'વસ્તુનિર્દેશ'પરથી સંગીતરસિકો ને રસિકાઓને વિદિત થશે: રાસ કેવા લખાયા છે, એ તપાસવાનું કામ મારૂં નથી. તે જેવા લખાયા છે, તેવા સવિનય ને સ્નેહપૂર્વક ગૂજરાતને ચરણે ધરૂં છું.

કેશવ હ. શેઠ.

---

[1]તેની બે આવૃત્તિઓયે ખલાસ થઇ ગઇ છે, એ એમ બતાવે છે કે હજુ સુન્દરીઓની લગ્નગીતો માટેની ક્ષુધા શમી તો નથી જ.

# જનનીને નમિયે

સખી! જન્મ દીધો, તે માતને નેહે નમિયે:
સની, જન્મભૂમિ ગૂજરાતને ખોળે રમિયે:

જ્યાં કંચન વરસ્યા મેહ ફળ્યાં કંઈ અમર ફળો:
અદ્વિતીય માનવ – દેવરૂપે જીવન ખીલ્યાં:–

લીધ જીતી જગના લોક અંતરની અમીએ:
એ ગાંધીજીનાં ધન્ય જનનીને નમિયે:

દીધ નવલકથા રસ–બોધ નટપુરની ભૂમિયે:
એ ગોવર્દ્ધનનાં ધન્ય જનનીને નમિયે:

બોધ્યાં મુક્તાફળ–તેજ વૈજ્ઞાનિક કિમિયે:
એ ગજ્જરજીનાં ધન્ય જનનીને નમિયે:

કાંઈ તાર્યું ડૂબતું જહાજ સમાજનું કુલમણિએ;
એ દયાનન્દનાં ધન્ય જનનીને નમિયે:

મસ કાવ્યરસે તરબોળ થાતાં વિરમિયે;
નર્મદ દલપતનાં ધન્ય જનનીને નમિયે:

સખી! ટીકાકારનાં તેજતણા ગર્વ ઘૂમિયે;
એ નવલરામનાં ધન્ય જનનીને નમિયે:

નિજ સપ્તઋષિ સમ સુતનાં સ્મરીને જનની,
ગૂર્જરીને મન્દિર રાસ રૂડા ગાશું સજની!

# માજીનો રાસ



**મા**જી! તુજ મહિમા ઉજ્જ્વલ નિત્ય દશે દિશ ગાજતો રે લોલ;
માજીને મસ્તક ભાનું-કિરીટ પ્રભાભર રાજતો રે લોલ:
માજી! સજી સોળ કલા શશિરાજ અમી અભિષેકતા રે લોલ;
તપોવન ફળફૂલ દે નિજ કાજ મધુરમધુ મ્હેંકતાં રે લોલ:
માજી! સૌન્દર્યગૂંથી ઋતુમાળ ફરે રસ ફૂદડી રે લોલ;
તાજી કુદરત દે ત્રિકાળ કે નવરંગ ચૂંદડી રે લોલ:
માજી! શિર ધરતાં તુજ પદરેણું ત્રિવિધ ટળે આપદા રે લોલ;
શાશ્વત સત્ય સનાતન વેણું બજાવે શારદા રે લોલ:
માજી! તુજ કલ્પતરુને પ્રસાદ જીવનરસ જામતો રે લોલ;
વરસે સ્વાતિના વરસાદ કૃપા તુજ પામતાં રે લોલ:
માજી! લક્ષ્મી-નારાયણ વાસ, રૂડા ક્ષીરસાગરે રે લોલ;
સદા એ સાગર ભર ઉલ્લાસ પનોતા પદે ઢળે રે લોલ:
માજી! તુજ યશ ગૌરવ ગુણ ગાનતણાં ઝરણાં ભર્યાં રે લોલ;
કરે તુજ ચરણામૃતનાં પાન સરિત નદ સરોવરો રે લોલ:
માજી! સુદર્શન સમ સદ્ધર્મ હીમાચલ રક્ષતો રે લોલ;
તપોબળ, પાવન પૂર્વજ કર્મ અમરફળ બક્ષતાં રે લોલ:

માજી! તુજ જ્ઞાનદાનને દ્વાર ભૂલી ભ્રમ ભેદના રે લોલ;
ગધુરવાં–પંખી મુગ્ધ ટહૂકાર થતા સ્મૃતિ–વેદના રે લોલ:
માજી! તુજ જગશોભન અવતાર અનોખો યુગે યુગે રે લોલ;
પુરાતન સંસ્કૃતિને ભંડાર મુલક મસ્તિષ્ક ઝૂકે રે લોલ:
માજી! રહી તિમિરે સૃષ્ટિ છવાઇ, સૂના ભૂતકાળમાં રે લોલ;
ભૂલ્યાંને દોર્યાં તવ દીપ સ્હાઇ ધરા વિશાળમાં રે લોલ:
માજી! તુજ અંકે ખેલ્યા શુર, ઋષિ, મુનિ, રાજવી રે લોલ;
પૅંજાયાં ખંડ ખંડે નૂર નવેનિધ સાજથી રે લોલ:
માજી! સંસ્મરણો જગમશહૂર જીવનપટ ચિતરે રે લોલ;
હજુયે પ્રેરકબળ, મગરૂર બનાવી ઉછળે રે લોલ:
માજી! તું ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ અનાદિ કાળથી રે લોલ;
પડ્યા કંઇ દેશ થયા બેહાલ, રહી તું મ્હાલતી રે લોલ:
માજી! તુજ ભૂતકાલીન એ સ્વર્ગ વિલોકું શા વડે રે લોલ;
પુનઃ પુણ્ય ભાગ્ય સવિતા ભર્ગ અનસ્ત જ ઉઘડે રે લોલ:
માજી! તુજ જગમાં જડે ન જોડ જતાં જુગ કેટલા રે લોલ;
ભારતમૈયા! પૂરો કોડ અધૂરા એટલા રે લોલ.

# નન્દનવનશો દેશ

નન્દનવનશો દેશ, સખીરી! નન્દનવનશો દેશ;
વન્દન યોગ્ય પ્રદેશ, સખીરી! નન્દનવનશો દેશ:
બ્રહ્મતેજભર બ્રહ્મવેદી, જ્યાં બ્રહ્મતણો ઉપદેશ;
બ્રહ્મનાદથી રાસ રમે જ્યાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ:
દિવ્ય એ નન્દનવનશો દેશ.
— નન્દન

ત્રિવિધતાપહર તપે તપોવનસમ અમ દેશ હમેશ;
તિમિર વિદારક રવિ–દીપનો અખંડ જ્યાં ઉજેશ:
અચલ એ નન્દનવનશો દેશ.
— નન્દન

પતિતપાવન, પરમ પુણ્યનો જ્યાં ભંડાર વિશેષ;
યશ કીર્તન ગુણ ગાય શારદા, સહસ્રફણાએ શેષ:
પુનીત એ નન્દનવનશો દેશ.
— નન્દન

અમર શૌર્યનું વીરક્ષેત્ર, જ્યાં આત્મબલિ ઉદ્દેશ;
જયટંકારી નિડર આર્યના ભલે ભિન્ન હો વેશ:
એક પણ નન્દનવનશો દેશ.
— નન્દન

ધર્મ, પ્રેમ ને સત્ય, જ્ઞાનનો પુરાણુ પિતૃદેશ;
રક્ષિત ગિરિ–રત્નાકર, ઋતુથી: રક્ષક જ્યાં પરમેશ:
હિન્દ એ નન્દનવનશો દેશ.
— નન્દન

ધામ, ધરા, વન, ઉપવન ફળફૂલ રમ્ય: નિવારક ક્લેશ;
અન્ન, હવા, જળ, જીવનપોષક, મલિનતા નહિ લેશ:
પરમ એ હિન્દ આપણો દેશ.
— નન્દન

અખૂટ રત્ન અધ્યાત્મ ખજાને ન્યાલ થએલ નરેશ;
"જયડંકો અહીં ગગન ગજાવશે" એ ઇશ્વર આદેશ:
પ્રવાસી! પધારશો એ દેશ:
આર્યને ઉજ્જ્વલ ભારતદેશ:
— નન્દન



# જોગીરાજ

જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને,
પુરાતન ભારતને ચોક: અલબેલડી!
જનનીએ દીધ એવા એક જોગીરાજને,
જગવ્યા જેણે ચૌદ લોક: અલબેલડી!
— જોયા

કરણે સુણ્યા'તા સાચા એક જોગીરાજને,
મુખડે જેને ફૂલબોલ: અલબેલડી!
હૃદયે પૂજ્યા'તા પૂજ્ય એક જોગીરાજને,
તપતા ત્રિખંડ રવિ તોલ: અલબેલડી!
— જોયા

જાણ્યા'તા જીવી જીવન એક જોગીરાજને,
ભર્યાં અમૃતે જેનાં ઉર: અલબેલડી!
નિરખ્યા, એ પરખ્યા મુજ દેશ જોગીરાજને,
નયણે જેને વીજ – નૂર: અલબેલડી!
— જોયા

× × × ×

દીઠા સખી! મીઠા એવા એક જોગીરાજને,
બુદ્ધશો વિશુદ્ધ દયારે'મ: અલબેલડી!
જાણ્યા, મન માન્યા તપ–સિદ્ધ જોગીરાજને,
જીવને ગૂંથેલ કૃષ્ણપ્રેમ: અલબેલડી!
— જોયા

રસના અખંડ રટે એક જોગીરાજને,
નીતિમાં રામના નિવાસ: અલબેલડી!
શ્વાસે વસાવ્યા રૂડા એક જોગીરાજને,
ઝીલ્યા જનકશા સંન્યાસ: અલબેલડી!
— જોયા

જીવને જડેલ સખી! એક જોગીરાજને,
બ્રહ્મચર્યે ભીષ્મ ભડવીર: અલબેલડી!
મર્ત્યપુરીમાં અમર એક જોગીરાજ એ,
સત્યે હરિશ્ચન્દ્ર-હીર: અલબેલડી!
— જોયા

× × × ×

દેહે મઢેલ દેવ એક જોગીરાજ એ,
ચરિત્રે સુવર્ણશા વિશુદ્ધ: અલબેલડી!
ધર્મે ધેનુંશા નમ્ર એક જોગીરાજ એ,
શૌર્યે સિંહણ પીધ દૂધ: અલબેલડી!
— જોયા

શાને પૂછશું સખી! જન્મ — જોગીરાજને?
ધોળ્યાં કુંકુમ કનકથાળ: અલબેલડી!
શાને વધાવશું એ વિશ્વ — જોગીરાજને?
ગૂંથી નભતારકની માળ: અલબેલડી!
— જોયા

જોગી પરભોગી ભુખ્યાં ભૂપણે નારાજ છે,
જોગીને વ્હાલો જીવનભોગ; અલબેલડી!
મુક્તિને પન્થ મળ્યા એક ગાંધીરાજ એ,
માનવઉરમન્દિરને ચોક: અલબેલડી!
જોયા બ્રહ્માન્ડ ઘૂમી એક જોગીરાજ એ.

---

## રસિયાજી! રાસ રમાડો

રસિયાજી રાસ રમાડો રાજ, રસપૂર્ણિમા રઢિયાળી:
ત્રિભૂવનમાં વેણું વગાડો રાજ, રસપૂર્ણિમા રઢિયાળી:
ભર બ્રહ્માન્ડે ગીત ગજવો રાજ, રસપૂર્ણિમા રઢિયાળી:
કાંઇ અમરલીલા રૂડી ભજવો રાજ, રસપૂર્ણિમા રઢિયાળી:

રસિયાજી રાસ રમાડો રાજ, રસપૂર્ણિમા રઢિયાળી:
બંસીશું લગન લગાડો રાજ, રસપૂર્ણિમા રઢિયાળી:
ગીતનાદે અલખ જગાડો રાજ, રસપૂર્ણિમા રઢિયાળી:
પટ જીવનનો ઉઘાડો રાજ, રસપૂર્ણિમા રઢિયાળી:

રસિયાજી રાસ રમાડો રાજ! રસપૂર્ણિમા રઢિયાળી:
ભવ ભટકારાય ભગાડો રાજ! રસપૂર્ણિમા રઢિયાળી:
મધુવનના રાસ રમાડો રાજ! રસપૂર્ણિમા રઢિયાળી:
તમ દર્શન દિવ્ય પમાડો રાજ—રસપૂર્ણિમા રઢિયાળી.

# પ્રીતે પૂજન કરીએ

પ્રીતે પૂજન કરીએ:

સજી વસ્ત્ર સ્વદેશી શરીર, પ્રીતે પૂજન કરીએ:
દિવ્ય હિન્દદેવી મન્દિર, પ્રીતે પૂજન કરીએ.

અરુણોદયનાં ઉજ્જવલ કિરણ, છંટાતાં ભરનૂર રે;
પ્રાત:સમયના પડઘા વાગે, ગાજે જયના સૂર:—
પ્રીતે

દેવ નભે દુંદુભિ બજાવે, બ્રહ્મનાદ સમ્ભળાય રે;
અભિષેક આશીર્વાદોનો, અમરપુરીથી થાય:—
પ્રીતે

અમૃતમાં અંઘોળ કરીને, ધરીને સ્વધર્મ માળ રે;
મુક્તિના ભક્તિભર ભાવે, ગ્રહીએ પૂજન થાળ:—
પ્રીતે

આર્યકુલની વીરાંગના સહુ આપણ એકજ અંગ રે;
મૂર્તિ માતની મન પધરાવી, જીતીએ જીવન જંગ:—
પ્રીતે

નન્દનવનનાં અણમૂલ ફૂલડે દેવી વધાવશું આજ રે;
રવિશો શાશ્વત શિરપર ધરશું સ્વરાજ્ય તપતો તાજ:—
પ્રીતે

## એ અવસર

અમૂલખ એવો અવસર ક્યારે આવશે –
એક પિતાનાં ભાંડું સરખા ભાવથી,
'હિન્દુ' ફીટી સૌ 'હિન્દી' બીજને વાવશે:
પ્રભુમયજીવને જીવવા જનની – લ્હાવથી:
અનુપમ એવો અવસર ક્યારે આવશે ?
પગલે પગલે પુણ્ય વેરાશે પૂર્વનાં,
નવખંડનાં નવચેતન જન પામશે;
આર્યઆંગણે તપશે તપ રઘુકુળનાં;
મંગલ એવો અવસર ક્યારે આવશે ?
આત્મઘાતનાં આળ ટાળશે માનવી,
'આત્મભોગ'નો યોગપ્રવાહ વહાવશે:
શાસન વિષે જનકરાજશા રાજવી,
અનન્ય એવો અવસર ક્યારે આવશે ?
માનવને મન્દિર મન્દિર દિવ્ય રાસથી,
ભોમપૂજન વ્રત ઉત્સવ ઉજવણાં થશે;
જયવરમાળ વરીશું સ્વયં પ્રકાશથી,
ઉજ્જ્વલ એવો અવસર ક્યારે આવશે !
યથાશક્તિ અહીં ફળફુલ કે ફુલપાંખડી,
ભોમયજ્ઞ સૌ નિજનિજ નૂરે વધાવશે;
છૂટી ઋણથી ઠારશું પૂર્વજ આંખડી,
બ્હેતર એવો અવસર સત્વર આવશે.

# રાજ! આવજો

રાજ આવજો રે, ગર્જન ગીત જ્યાં ગવાય!
અમર આર્યભૂમિ મ્હાંય,
દિવ્ય બ્રહ્મનાદ થાય:
ભવન ભવનમાં રે, સૂર એહ સમ્ભળાય!
રાજ!
કોકીલ કૂજન વસન્ત માંહ્ય,
શરદપૂનમે નિધિ નવો ય,
કવિ, મહન્ત સન્તનો ય,
આત્મતાર એક હોય:
હૃદય હૃદયમાં રે, રસ સ્વરાજ્યનો રસાય!
સૂર સ્વરાજ્યનો ઘુંટાય:
અમર આર્યભૂમિ મ્હાંય:
રાજ!
જનની બાલ - પારણે,
રાષ્ટ્ર - હાલરડાં ભણે,
આર્યદેવી — આંગણે,
દેવો જયની વેણું વાય:
જીવન જીવનમાં રે, મંગલ ભાવના વણાય!
'જનમ હક્ક' જો! સધાય:
અમર આર્યભૂમિ માંહ્ય:
આજ વધામણાં રે, વ્રત સ્વદેશી ઉજવાય:
રાજ!

# નવરાત્રિ

આઇ શરદપૂનમ સન્દેશ ચન્દની ચમકાવી,
ભરી નવરસ, નભ ઉજેશ નવરત્રિ આવી:

સખી! પડવે આંજ આંખમાં અંજન અમીનું,
શશિ લે હૈડું નિજ પાંખમાં રસભાવ – ભીનું:
સખી! બીજે બીજલીઓ ચન્દ કલા મુજ વિકસાવે,
ફિક્કા નભતારકવૃન્દ વથા ઇર્ષ્યા લાવે:
સખી! ઉષા – અનિરૂદ્ધ સ્નેહ તાજો થાય ત્રીજે,
નિતરાવી નિર્મળ નેહ શશિ રીઝવી રીઝે:

સખી! ચતુર્થી ચન્દ્ર ચકોર સમીર શીતળ ઢોળે,
મુજ અંતર આઠે પ્હોર મધુર ફુલસમ ફોરે:
સખી! પંચમ પૂર્યા ચોક પુનિત પંચામૃતથી,
થાય પોતે પાવન લોક દંપતીનાં વ્રતથી:
સખી! છઠ, છઠ્ઠીના લેખ ગહન વાંચે ચન્દા
સૌભાગ્ય અખંડ – સુરેખતણા સુણું પડછન્દા:
સખી! સપ્તમ સાયર સાત, શશિ – સંસર્ગ ચહે,
જીવન ભરયૌવન નાથવડે જ્યમ સ્વર્ગ લહે:
સખી! અષ્ટમીનો અપવાસ, હવન પુણ્યયજ્ઞ કરું,
રમી રાસેશ્વરીના રાસ, અમર વરદાન વરૂં:

સખી! નવરાત્રિની નોમ પૂરે મુજ પરકમ્મા,
જય જગવે સુરજ – સોમ ને મુજ જગદમ્બા:
વિજયાદશમીનોં વધાઇ બ્રહ્માન્ડે ગાજે,
ને દેવ – પતિની દુહાઇ નવખંડે આજે.

---

## મધુ મધુકરનાં ગૂંજન

મધુ મધુકરનાં ગૂંજન, વહે ફૂલડે ફૂલડે;
ફૂલ ફૂલની રસ સુગન્ધ, ચડે દિલડે દિલડે:
કુંજ નિકુંજે કલા અલૌકિક, લીલા ખીલી રઢિયાળી રે;
ગહન બજે ત્યાં બ્રહ્મબંસરી, સૂર પુરે વનમાળી:
સખી! દિલડે દિલડે:

મધુ મધુવનથી ગૂંજન, વહે ફૂલડે ફૂલડે;
ફૂલફૂલની રસસુગન્ધ, ચડે દિલડે દિલડે:
સુગન્ધ-સંગીતે ગૂંથાયલ, વિરલ જીવનની વાડી રે;
સૃષ્ટિની સુન્દરતા પામી, પુજાય દા'ડી દા'ડી:
સખી ફૂલડે ફૂલડે:

મધુ મધુતર એ પૂજન, રસિકને ભવ રૂડલે;
કો સૂણશે એ કૂજન ભર્યાં દૈવી દિલડે?

– મધુ

# શરદપૂર્ણિમા



સખીરી! શરદપૂનમની રાત,
ખીલતી ભૂતળપર ભલીભાત:
કલાભર ચન્દ્રોદય આકાશ!
ચન્દ્રિકા વિલસી રહી ચોપાસ!
અમીરસનાં અંજન આંખડલી, પામે દિવ્ય પ્રકાશ:
આશભર ઉઘડે પ્રેમ પ્રભાત:— સખીરી!

ઝીલતાં અઢળક અમૃતધાર,
થાય ભૂતળ – નભ એકાકાર:
ગૂંથી ત્યમ ઉરઉરના અભિલાષ,
રમે રસિયાં રાસેશ્વર – રાસ:
ધવલ સજી ચીર શાંત શર્વરી, દે શીતળતા અંગ;
મન્દ મન્દ સમીરણુ અણુઓટયો, અર્પે મધુર સુગન્ધ:
રંગભર રજનીમાં રળિયાત,
સરે દૂર ગહન ગીત આલાપ:— સખીરી!

ચન્દ્રનો વિમલ વ્યોમ વિલાસ;
વિશ્વજીવનનો કરે વિકાસ:
સમષ્ટિભાવતણો — સહવાસ,
ભેદનો ભૂલાય સૌ આભાસ:

પામર જીવ કો પોઢ્યા નિદ્રા - તંદ્રામાં ગરકાવ;
સુષુપ્તિ સંચિત, વંચિત રહેતાં અનુભવવા પુણ્યભાવ:
લ્હાવ લેતાં, જાગ્રત જન જાત —
સ્નેહ સૌન્દર્ય વરે સાક્ષાત : સખીરી!
વરસતી પાવન પ્રેમલ ધાર,
ઝીલતાં જાગ્રત નર ને નાર:
મધુરતર જીવનરસ - લલકાર —
વહાવે પરમ પિતાને દ્વાર:
દમ્પતી કો લેતાં ચન્દની ચારૂ ચોકે રસલ્હાણ;
ધન્યજીવન ન્હાતાં, પી પાતાં અમીઝરણનાં પાન:
ગાન મૃદુ ગાતાં સ્થળ એકાન્ત,
ઉકેલે યુગલ છાનોં ઉરવાત:— સખીરી!
શ્વેત ચન્દનીભર સરવરતીર,
સુન્દરીવૃન્દ શ્વેત સજી ચીર;
શ્વેત મુખડે કરી સ્મિત લગીર,
શ્વેત લોચન પડ ઢાળી સ્થિર:—
શ્વેત વિલોકે કુદરત લીલા, શ્વેત સૃષ્ટિ ને વ્યોમ;
શ્વેત ચન્દ્રિકા ભાસે કરતી કલંક હીણો સોમ:
ભોમપટપરના સાયર સાત,
શ્વેત શશિ પ્રતિ પ્રસારે હાથ:— સખીરી!

અટારી ચડી નવોઢા એક,
વિલ્હાતા સુર્યમુખીશા છેક —
મ્લાન મુખડે, નાખી નિઃશ્વાસ,
અંગૂલિ અધર ધરી, ભગ્નાશ —
ચન્દ્ર ચન્દ્રિકા વિલસિત વૈભવભર સુન્દર સંયોગ;
સહી શકે ના, મન મારી રહે, વલ્લભને વિયોગ:
ભોગ કરી વર્જ્ય, ગુજારે રાત,
સાળુ શ્યામલથી ઢાંકી જાત:— સખીરી!

સન્ત ઝીલી લોચન ચન્દ્રિતેજ,
પોપચાં બીડી સ્વભાવે સ્હેજ;
તેજપ્રતિભા આલેખી ઉર,
દેવનાં પામે પાવન નૂર:
સ્વાત્મ હૃદય અજવાળી પોતે, ઉજાળતા સંસાર;
સોમપાન ઝીલતાં જીરવતાં ધન્ય કરે અવતાર:
તાર ગૂંથે નિજશુ જગતાત,
અવરને અગમ્ય એવી વાત:— સખીરી

કવિ વા ચિત્રક જગપગથાર,
લપાઇ કુદરત અંક વિશાળ,
પ્રતિકૃતિ પાડી પ્રકૃતિબાળ,
સૂજાવે ઓર સૃષ્ટિશૃંગાર:

કવિત, ચિત્ર નિદર્શન દ્વારા, કવિ–ચિત્રક ઉસ્તાદ;
સૃજનશક્તિની ઝાંખી કરાવે હણી વિષમ વિષાદ:
નાદ ઉર સરે દિવ્ય ઉદાત્ત;
રસજ્ઞો તન્મય તે સુર સાથ:— સખીરી!
વસી શશિ વિસ્તૃત વ્યોમપ્રદેશ,
કિરણદ્વારા ફ્હાવે આદેશ:—
" સુણો ઓ રસનાયક! ગિર્વાણ,
" ઝીલી રસ ઘટે વિશ્વ કલ્યાણ:
" રસ મિથ્યા ચૂંથો મા, રસમાં ભરી મદનનાં ઝેર;
" રસપૂજનથી રસિક બને ભવજીવતર સફળ સુ પેર:
" નિરસ વિકારી દૃષ્ટિપાત,
" મચાવે દાનવશો ઉત્પાત: — સખીરી!
રસિકનાં રસઝીલન ધન્ય ધન્ય,
રસિકનાં રસપૂજન ધન્ય ધન્ય;
રસિકનાં રસખેલન ધન્ય ધન્ય,
રસિકનાં રસજીવન ધન્ય ધન્ય!
રસદાયક એ રસનાયકનાં અનસ્ત છે સામ્રાજ્ય;
પ્રલયપૂર ઉતરાવી શકે ના, તેજે તપતો તાજ:
આજ એ અનુભવાતી વાત,
ચન્દ્રશી જીવનપૂર્ણિમા સાથ: — સખીરી

# ગોપલીલા

સીમનાં સરવરિયાંના ઉરમાં કમલો વિરમ્યાં,
થાક્યો સુરજ અસ્તાચલને અંક લપાય:
ગોચર ઘૂમતાં વેગે દન ઉગ્યો ને આથમ્યો,
ધણ લઇ ગોપ તપ્યો—થાક્યો આંગણદિશ જાય:
અનિમિષ આંખે આંગણ વાટ જુએ ગોવાલણી.

રાચંતા રસે ભર્યો મુખ છેડે ચતરંગ વાંસળી,
ઘંટડીઓ ધેનુંની પૂરે મીઠાં રણકાર;
ગોરજ ગુલાલ ધોળી ઉડે મારગ મોકળી,
માળાભણી વળે પંખી મીઠડે ટહૂકાર:
ધણની ધડકતે ઉર વાટ જુએ ગોવાલણી.

લીલુડાં ઘાસ ચરી ધણ વાગોળે ને વિચરે,
ચિત્ત ચમ્પાતો સીમનો શીતળ વાયુ વાય:
થાક્યા ઉતાવળા ચરણો રાયકાના ઉપડે,
કાંધે કડિયાળી નક્કર શી ડાંગ સુહાય!
દ્હોવા! દૂધલડાં ઘર વાટ જુએ ગોવાલણી.

આવ્યો આવ્યો રણજોદ્ધાશો આંગણુ રાયકો,
ધેનું ખડી નિરાંતે ઘાસ ભરેલ ગમાન;
ખારસાં ભર્યાં તપેલે ગોવાલણ નીર પાય ત્યાં,
ગડાકુ ભરી રાયકો કરતો હૂકલાપાન:
શ્રમ ઉતારે ફેંકી મિઠ્ઠી નજર ગોવાલણી.

દૂધડાં દ્હોવાયાં ને ઉઘડ્યાં ગોરસ માટલાં,
હરખાતાં હૈયાં છોરૂ રાંધણીએ જાય;
હળીમળી આરોગે સૌ તાજાં દૂધ ને રોટલા,
ઘૂંટડા ગળતાં કંઇ કંઇ વિનોદવાતો થાય:
એ તો સમજે છાનાં ગોપ અને ગોવાલણી.

પરવાર્યાં વાળુથી, ભોંય ઢળાયા ખાટલા,
મધ્યે લખલખતા સગડીમાં શા અંગારા
ઘડી બે મંજીરા લઇ બોલે હરિભજનો ભલાં:
નિર્મળ કલ્લોલે ડોલે ડગમગ દિક્પાલ!
માઝમરાત ગુજારે ગોપ-સુખી ગોવાલણી.



## ગોપિકાનું ગીત

આવજો આવજો જુમનાં ઘાટ,
ત્યાં મળશું:
આવજો-આવજો, વેણું લાવજો ને સુણાવજો,
આવજો જુમનાં ઘાટ: ત્યાં મળશું:
મીઠાં મીઠાં દૂધ ગોરી ગાવડીનાં દ્હોઇ
દઇશ ક્હાના ઉગતે પ્રભાત:
જુમનાં ઘાટ: ત્યાં મળશું:
– આવજો
મંડાઇ મીટે મીટ ક્હાન! જેમ આપણી
મોરવ્યાં મેં એમ મહી-માટ
જુમનાં ઘાટ: ત્યાં મળશું
– આવજો
હૈડાં વ્હલોવું, ક્હાન! મ્હેડાં વ્હલોવું,
મધ્યાહ્ને પાઉં અમી-છાશ:
જુમનાં ઘાટ: ત્યાં મળશું
– આવજો
ઉરનાં અમૃત શાં માખણ મધુરાં
તાવ્યાવણ રાખ્યાં તમ માટ:
જુમનાં ઘાટ: ત્યાં મળશું
– આવજો
દિલ ઠર્યાં તમશું ત્યમ ઘી ઠરેલ વ્હાડીએ

પીરસું રૂડાં ભોજનની સાથ:
– જુગનાં ઘાટ: ત્યાં મળશું:
આવજો આવજો ઘટમટ ઘાટ: ત્યાં ઠરશું:
જોઉંશું જોઉંશું મીટભર વાટ: ત્યાં મળશું:
– આવજો

## મધુવને ફૂલ વીણતાં

મધુવને ફુલ વીણતાં, સાહેલી રે,
એક હડીલો મકરન્દ, દઇને દિલ ડંખ,
લપાયો રસકુંજમાં સાહેલી રે:
જુમનાંજી જળ ઝીલતાં, સાહેલી રે,
એક કસુંબલ રંગ, ચડ્યો ઉર–અંગ,
ફીટે ન ફરી રંગ એ, સાહેલી રે:
રાસ શરદના ખેલતાં, સાહેલી રે,
મુક્તાફળ જડ્યું એક, જડાયાં ચિત્ત તેજ,
જીવનનો અવેજ એ, સાહેલી રે:
હૈડાં ભરી તરુ હિંચતાં, સાહેલી રે,
એક પડ્યો ફુલ ડાઘ, ભભૂકી પરાગ,
અધીન અનુરાગમાં, સાહેલી રે:
હૃદય હૃદયશું ખીલતાં, સાહેલી રે,
ખીલ્યા પ્રાણે પ્રાણ, પ્રકટ્યો ભવ ભાણ,
સધાયાં કલ્યાણ, હો સાહેલી રે.

# જોગીડાને

સૂની વનવગડાની વાટ,
સોહે જોગીડા!
બીનું જોગીડા!
જૂના તુજ તીરથ ઘાટ
ભૂલી જોગીડા!
છાંડયા, જોગીડા!
— સૂની

ઉંડી ઉંડી વાગે, બ્રહ્મબંસી આઘે,
જવું એ અમૃતપુર પાથ
વસમું જોગીડા!
જડીબુટ્ટી ઝંખું દિનરાત,
દેને જોગીડા!
— સૂની

અખેપાત્ર યાચી રહી, હણુના અંતર ભૂખ;
તૃષ્ણા તૃષા કયમ ટળે, લાધ્યાવણુ અમૃત?

અથડાતી પૃથિવિને પાટ,
આશા, જોગીડા!
આશા, જોગીડા!
ડૂબતી ભર દરિયે અનાથઃ
નૌકા, જોગીડાઃ
દે નૌકા, જોગીડા!
– સૂની

ઘોર અન્ધારે, સંસાર આરે,
વિધિએ લખ્યું વાચી લલાટ,
કહેને જોગીડા!
ઉઘડશે દેવી પ્રભાત
ક્યારે જોગીડા!
સમશે ભવભવના ઉચાટ,
ત્યારે જોગીડા!
– સૂની

## માયા લગાડી

કાનુડે વેણુંને સૂર, માયા લગાડી:
કનૈયે બંસીને સૂર, લગની લગાડી:–ટેક.

કુંજ – નિકુંજે, એક સૂર ગૂંજે;
ગૂંજે ઘટ–ઘટમાં ને દૂર:
માયા લગાડી— કાનુંડે

ગીત ગૂઢ છેડી, અમૃત રેડી,
વિંધીને ઉંડેરાં ઉર,
માયા લગાડી— કાનુંડે

સનાતન શબ્દે, એક તાલ-છંદે,
એકાકી પ્રેમભાવ – પૂર,
માયા લગાડી— કાનુંડે

વિધવિધ અંગે, એક બ્રહ્મરંગે,
અંતરત એક જ નૂર,
માયા લગાડી— કાનુડે

ચૌદ બ્રહ્માંડે, એક 'નેતિ' નાદે,
એક જ મંત્ર મધુર,
માયા લગાડી— કાનુંડે

માયા લગાડી, 'માયા' ફીટાડી,
માયામાં કીધ ઘેલાંતૂર —
સુરતા જગાડી – કાનુંડે

## અતિથિનો રાસ

કાલીંદિને જળકાંઠડે રે,
બંસી મધુરી બજાવ: મારા વા'લમા!
અતિથિ જુએ તારી વાટડી રે,
ગીતાનાં ગીતડાં ગજાવ: મારા વા'લમા!
અતિથિ બેઠા પ્રલયનાવડે રે,
ઝોલે ચડ્યાં તીર–નાવ: મારા વા'લમા!
સુરતા લગાડો બ્રહ્મનાદની રે,
પ્રલયનાં પૂરને થોભાવ: મારા વા'લમા!
અતિથિ થાક્યા–તપ્યા સિઝતા રે,
બ્રહ્મરસે નવરાવ: મારા વા'લમા!
ભરદરિયે અતિથિ એકલા રે,
બંસીમાં છેડ ધ્રૂવતાર, મારા વા'લમા!
અતિથિ ટક્યા એક આશરે રે,
સામા કિનારે ઉતાર: મારા વા'લમા!
કાલોદધિ ફેરે આંગણે રે,
એક જ તારો આધાર: મારા વા'લમા!
સંસારીને ભવકાંઠડે રે,
દેવોની દાંડી પીટાવ મારા વા'લમા!

— કાંચીંદિ

## મન મોહનજી !

ગાજી ગંભીર મેઘ નીતર્યાઃ મનમોહનજી!
કરે સારસ બેલડી કલ્લોલ,
મીટ એક માંડશો રે, મનમોહનજી!

એવા શા વાંક દેવ ! દીઠડાઃ મનમોહનજી!
એક છાજે ન રે'વું અબોલ,
રૂસણાં છાંડશો રે, મનમોહનજી!

સ્મિતભર્યાં મુખડે હસો, બોલો અમૃત બોલ;
તેજભર્યે લોચન જુઓ, ઉરસ્નેહે તરબોળ:

હસતા વ્યોમે તેજતારલાઃ મનમોહનજી!
ઝુલે હસતાં સલિલે સરોજ,
મીટ એક માંડશો રે, મનમોહનજી!

ભર્યાં રે સરોવર ડોલતાં, મનમોહનજી!
મારા ભરશો જી હૈયાના હોજ,
રૂસણાં છાંડશો રે, મનમોહનજી!

મ્હોરી વસંત વાડીઓ, ફોર્યાં ફૂલના ફાગ;
ફોરે ના તનુમંદિરે, વ્હાલમ વ્હાલ રસાળ.

વ્હેતો પ્રફુલ્લ વાયુ વિશ્વમાં: મનમોહનજી!

મને ઉન્હી વરાળો ચંપાય,
મીટ એક માંડશો રે, મનમોહનજી!
ડોલે કલ્લોલે દિશદિશ હો: મનમોહનજી!
મારે કાળજડે કાંઇ થાય,
રસણાં છાંડશો રે, મનમોહનજી!

હસી હસી શશિ સિંચતો રસ રજની શુ આજ;
ફિક્કી ઘટે ન રાખવી, રસિકાને રસરાજ!

આવડાં તે માન શાં આદર્યાં: મનમોહનજી!
બળું બાલિકા હું બાળે વેશ,
મીટ એક માંડશો રે, મનમોહનજી!
શંભુ મનાવા ઉમા સંચર્યાં: મનમોહનજી!
પોતે જીત્યા, હું હારી મહેશ!
અબોલડા તોડશો રે, મનમોહનજી!

ખીલ્યાં વન ઉપવન મહી, બોલે કોકિલ મોર;
સૂની યૌવંનકુંજ હું: બોલો નવલ કિશોર.

— ગાજી

# ફૂલ અને બાલક

ખીલ્યાં વાડીએ ફૂલડાં રે, ખીલે એવાં બાલ સખી!
ફૂલડાં પ્રફુલ્લ કુમળાં રે, કુળાં એવાં બાલ સખી!
ફૂલડાં રંગે રૂપાળાં રે, સુધાશાં રસાળ સખી!
વસુન્ધરાને વહાલાં રે રસેભર્યાં બાલ સખી!
ફૂલડાં મધુર મધુરાં રે, ફોરે છે ત્રિકાળ સખી!
એવાં ઘેલાં અધુરાં રે વદે વેણ બાલ સખી!
ફૂલડાં ભેદ ન ભાળે રે, પ્રાણુગે વિશાળ સખી!
સારી સૃષ્ટિ ઉજાળે રે અભેદથી બાલ સખી!
ફૂલડાં કોડે કલ્લોલે રે, ન આળપંપાળ કશી!
એવાં જનનીને ખોળે રે કલ્લોલતાં બાલ સખી!
ફૂલડાં સ્વાતંત્ર્યધારી રે, ફળે રૂડે ફાલ સખી!
એવાં સ્વેચ્છાવિહારી રે કાલાં ઘેલાં બાલ સખી!
ફૂલડાં દીલડાંને ઠારે રે, કરે નિત્ય ન્યાલ સખી!
સાચ્ચાં સ્વર્ગ ઉતારે રે ભૂતળપર બાલ સખી!
ફૂલડાં પાવન-પરભોગી રે, સર્જન લે સંભાળ સખી!
એવાં જગતનાં જોગી રે પૂજન યોગ્ય બાલ સખી!
ફૂલનાં ખીલવાં ને ખરવાં રે છે વિશ્વ કલ્યાણ વતી,
એવાં ધન્ય અવતરવાં રે સંસારે સુબાલ સખી!
સંત સાધુને કંઠે રે ચડે ફુલમાળ સખી!
અમ્મર – દેવો યે ઝંખે.. રે થવા છોટાં બાલ સખી!

બાહ્યાંતરથી યે રૂડાં રે શાણાં, શરમાળ સખી!
ભાળાંભોળાં બાલુડાં રે એવાં ને શાં આળ સખી?
ફુલનાં જીવન વ્હાલું રે વિસારી જંજાળ સખી!
કદી આ ભવ થાશું રે ફરી ધન્ય બાલ સખી?

## તૂટી માળા

તૂટી તૂટી માળા, વેરાણા મોતી દાણા,
વીણું વીણું ને વેરાઇ જાય છે;
ભોળી હું તો બાળા, ગૂંથું સુમનની માળા,
ગૂંથું ગૂંથું ને કરમાઇ જાય છે:
જડી તેજતારા, અક્ષર વરમાળા
મેં તો ગૂંથી ને કાંઇ કાંઇ થાયછે.
વરમાળા ધરનાર, નન્દનવનનો માળિડો;
હું બાળા વરનાર, વાડી વિશ્વ વિહારની:
ખીલે વાડી ક્યારા, રેલાતી રસધારા,
મીઠું મીઠું અમૃત કોણ પાયછે?
ખાલી પ્રેમમાળા, બે જીવન રસાળાં,
શ્વાસશ્વાસે સુવાસે સુહાય છે;
ગૂંથી ગૂંથી માળા, ગૂંથાણી હું યે બાળા,
હૈડે હૈડાં, ન જાણું, કયમ ગૂંથાય છે?

# બાલુડાં

નિર્મળ સુકોમળ બાળ, તેજભર્યાં સજની !
ના સ્પર્શ કરે જંજાળ, જેને આ જગની :
—ટેક

મધુર મધુર ફૂલ ફોરે રૂડી ફૂલવાડીમોઝાર રે,
સરજનહારે સરજ્યો એવો બાળકનો અવતાર:
– તેજ

સુર રક્ષે થઇ રખવાળ, દિવસ ને રજની;
પ્રભુનાં એવાં સૌ બાળ, ભાવિભર્યાં સજની!
મધુર મધુર રસ ઢોળે બાળક ફુલવાડીમોઝાર રે,
હનુમાન, પ્રહ્લાદ, ધ્રુવસમ દેવી બાલ વિહાર:
– તેજ

ખીલવે પાંખડી ત્રિકાળ, ભવરસપંકજની;
ફુલબાનુંશાં રસબાળ, એવાં હો સજની!
વનવન વિહરતાં પંખીશા સ્વતંત્ર અંતર પ્રાણુ રે,
જીવનજીવનનું વ્હાતાં ચિત્તે સમહિતે કલ્યાણ:
– તેજ

ધન્ય ધન્ય એવાં પ્રભુબાળ, આશસમાં ઉજળી;
ન્હાનાં, પણ ભાવ વિશાળ, બ્રહ્મગૂંથ્યા સજની:
– નિર્મળ

## સૌભાગ્ય ફૂળ

સજની! સૌભાગ્યફૂળ વધાવીએ રે લોલ!
ઘોળી કુંકુમ કનકથાળ જો;
જીવનનો ધન્ય લ્હાવ લીજીએ રે લોલ!
ખીલે બગીચે રસિક ફૂલડાં રે લોલ!
ભુવને ખીલે રસબાલ જો;
સજની! સૌભાગ્યફૂળ વધાવીએ રે લોલ!
ભાનું તપે છે નભોમંડળે રે લોલ!
ભુવને તપંત તેજબાલ જો;
સજની ! સૌભાગ્યફૂળ વધાવીએ રે લોલ!
દેવો પૂજાય દેવમન્દિરે રે લોલ!
ભુવને પૂજાય દેવબાલ જો;
સજની! સૌભાગ્યફૂળ વધાવીએ રે લોલ!
રજનીમાં દીપજ્યોત ઉજળી રે લોલ!
સૂના ભવકુલે દીપ બાલ જો;
સજની! સૌભાગ્યફૂળ વધાવીએ રે લોલ!
આશા ભરેલ સ્નેહદંપતી રે લોલ!
સંસારે સ્નેહભર્યાં બાલ જો;
વિભુની એ વિભૂતી વધાવીએ રે લોલ!

સજની

# પનિહારી

પનઘટ ચાલી પનિહારી : રાજ!
ઘૂંઘટવાળી છવિ ન્યારી : રાજ!

— પનઘટ

ઉષાના રંગશો અંગ સજ્યો સાળુ ;
ઉષામાં ઉષાનું એકરૂપ ભાળું :
ન્યાળું ભવશોભન કુલરાણી : રાજ !
પનઘટ ચાલી પનિહારી : રાજ !

— ઘૂંઘટ

સૌભાગ્યચન્દ્રશો ચાંદલો લલાટે ;
શકુનમૂર્તિશી, મંગલ પ્રભાતે –
ઘાટે લક્ષ્મી ઝૂમઝૂમ ચાલી : રાજ !
પનઘટ ચાલી પનિહારી : રાજ !

— ઘૂંઘટ

સૃષ્ટિના ઉજળી આરાસમો ભાનું ,
ઉગે સખી ! તેજ એનું છૂપવતો છાનું :
ન્હાનું બેડલું એવું શિર ધારી રાજ !

પનઘટ ચાલી પનિહારી : રાજ !

— ઘૂંઘટ

ભાવે ભર્યું હેતે હૈડું રસાળું ;
નીરે ભર્યુ એવું બેડલું રૂપાળું :
બાળું સૌન્દર્યે રઢિયાળી રાજ !
પનઘટ ચાલી પનિહારી : રાજ !

— ઘૂંઘટ

સુરતા લગાડે ધ્રુવતારકશુ હોડી,
સુરતા એવી શિર બેડલાશુ જોડી ;
દોડી સખી સહુ લે રસતાળી : રાજ !
એવી પતિતન્મય પનિહારી : રાજ !

— ઘૂંઘટ

# હૈયાસૂનાં

નિર્જન વનવગડે આલી વાદળી!
જળ શાં ઢોળવાં અમથાં?
રણે રગદોળવાં અમથાં?

એવાં હૈયાસૂનાં સમીપ વિતક શાં બોલવાં અમથાં?
હૃદય શીદ ખોલવાં અમથાં?

ચાતક જળતરણુ ટળવળે, મેઘ ચડ્યો ઘનઘોર;
ગર્જન કિંતુ જૂઠડાં; જગ એવું ય નઠોર:

છીછરા સરવરને શીદ મલિન જળે અંઘોળવાં અમથાં?
જવાહીર ઝબોળવાં અમથાં?

એવાં હૈયાસૂનાં સમીપ વિતક શાં બોલવાં અમથાં?
હૃદય શીદ ખોલવાં અમથાં?

સુગન્ધમિઠ્ઠા લિમ્બડા, રસમાં કડવા ઝેર;
મુખમિઠ્ઠાંના મોહ શા, જો નહિ મનના મેળ?

ગરજુ જગવગડે વણુ પાત્ર પ્રણુય શો ઢોળવો અમથો?
ઉરેઉર જોડવાં અમથાં?

ઉજ્જડ મરુભૂમિમાં રસિક હૃદય શાં ખોલવાં અમથાં?
જીવન શીદ રોળવાં અમથાં?

મોહભીના સંસારમાં, જૂઠા મૃગજળ ઘાટ ;
મોંઘી સફરો સ્નેહની, આઘી ઉરની વાટ :

વિજન કાં વાળીને એકાન્ત કુલો! શાં ફેરવાં અમથાં ?
દરદ દિલ વ્હોરવાં અમથાં ?

કહો, કહાં મળશે વ્હાલો કાન્ત? સ્વજનના સ્નેહનીય કથા ?
અવરની મારે છે શી તથા ?

– નિર્જન

## સુહૃદનાં સંભારણાં

ઉગતી ઉતરે કુંકુમવરણી ઉષા આંગણે રસરાજ !
તિમિર જગનાં હણે રસરાજ !
ત્યારે સ્નેહીનાં સહજીવન મધુરાં સાંભરે રસરાજ !
ઉષાને નોતરે રસરાજ !

નભમંડળથી નીતરે, નિર્મળ તેજઉઘાડ;
ઉઘડે પંકજપાંદડી, ઉઘડે ઉરકમાડ:

ઉઘડે સૂરજ આંખ-અભેદ, બ્રહ્મને બારણે રસરાજ!
જગતહિત કારણે રસરાજ !
ત્યારે વ્હાલાંનાં સહજીવન ઉજ્જવલ, સાંભરે રસરાજ!
સૂરજને નોતરે રસરાજ !–ઉગતી

ઘોમ ધખે, ધરતી ધિખે, તપવે તાપ બપોર;
સ્નેહસ્મરણુની હુંફમાં પોઢું કદિ તે પ્હોર:
ઉંડું ટ્હૌકે કોકિલ ઝૂલતાં તરૂવર પારણે રસરાજ !
જઉં હું વારણે રસરાજ !
ત્યારે સુહૃદનાં સહજીવન રસિલાં સાંભરે રસરાજ !
કોકિલ નોતરે રસરાજ !–ઉડતી

લીલી કુદરત લખલખ, મ્હેંકે ફુલ તરૂ મૉર;
મંદ મંદ સમીરણુ વહે, શીતળ-નમતે પ્હોર:
સારસ કરતાં કેલી સરિતાતટ રળિયામણે રસરાજ !
સમય સોહામણે રસરાજ !
ત્યારે પ્રાણુસખાનાં સ્નેહજીવન મધુ સાંભરે રસરાજ !
સારસ નોતરે રસરાજ !–ઉડતી

રંગે ચંચળ રંગથી સંધ્યા સૃષ્ટિ અંગ:
લીલા એ અવલોકતાં ચડે અચળ ચિત્ત રંગ:
સેવું સ્થળ એકાંત ગહનતા કળવા કારણે રસરાજ !
મંત્ર ગૂઢ કો ભણે રસરાજ !
ત્યારે રસનાયકનાં સ્નેહજીવન સો સાંભરે રસરાજ !
નિગમને નોતરે રસરાજ !–ઉડતી

# મારો અનસ્ત આતમચન્દ

ઉગ્યો શરદપૂનમનો ચન્દ્ર સખી ! નભમંડળે હો રાજ :
અઢળક અમી ઢળે હો રાજ :

ઝીલવા અમી અનર્ગળ નિર્મળ નિધિજળ ઉછળે હો રાજ :
કુમુદકળી ઉઘડે હો રાજ .

ચન્દનીભર જગચોકમાં, છલકાતો આનન્દ;
ફિક્કા સખી ! શાને પડે, ગગને તારકવૃન્દ ?

ખીલ્યો ભવશોભાન રસચન્દ્ર સખી ! જગમંડળે હો રાજ :
મધુરરસ શો ઢળે હો રાજ :

ઝીલવા રસ મધુરો ફૂલફૂલથી મધુકર નીકળે હો રાજ :
કલામય ફૂળો ફળે હો રાજ :

— ઉગ્યો

સુગન્ધભર ફુલવાડીએ, ઉભરાતો, આનન્દ ;
સૂર્યમુખી સોશાઇને, કરે શીદ આક્રન્દ ?

સજની! શરદપૂનમનો ચન્દ્ર તપે નભમંડળે હો રાજ :
રજની શિયળ બળે હો રાજ :

અનુપમ સુન્દરતામાં પ્રેમ પરમ પ્રભુનો ભળે હો રાજ :
સ્વર્ગ સૃષ્ટિ શુ મળે હો રાજ :

— ઉગ્યો

ચન્દ્રિકા હું ચન્દ્રની, ભોગવું પરમાનન્દ ;
શીદને દ્વેશ દવે બળે, અભોગીજન મતિમન્દ ?

મારો અનસ્ત આતમચન્દ રસેરસમાં મળે હો રાજ :
હૃદયપૂર ઉછળે હો રાજ :

જન્મ્યું જીવ્યું ધન્ય, અનન્ય કલા કો વિલ કળે હો રાજ :
જીવનદિન ઉઘડે હો રાજ :

— ઉગ્યો



# મારે મન્દિરે

આજે આનન્દનિધિ ઉલ્લટયો રે લોલ;
નભથી અમૃતવૃષ્ટિ થાય,
મારે મન્દિરે રે લોલ;
આવો તો પાન મધુર કીજીએ રે લોલ.

આજે સોનાનો સુરજ ઉગિયો રે લોલ;
તાજાં સુર તેજ છંટાય,
મારે મન્દિરે રે લોલ;
આવો તો દિવ્ય નૂર પીજીએ રે લોલ.

આજે વસન્ત રૂડી ઉઘડી રે લોલ;
વાયુ સુગન્ધ ભર્યો વાય,
મારે મન્દિરે રે લોલ;
સુગન્ધ એ અમોલી લીજીએ રે લોલ.

આજે પ્રભુની પધરામણી રે લોલ;
વેગે વધામણાં સુણાય,
મારે મન્દિરે રે લોલ;
આવો તો દ્વાર ખોલી દીજીએ રે લોલ.

ઉરથી આનન્દનિધિ ઉલ્લટયો રે લોલ;
વૃષ્ટિ અમૃતભરી થાય,
જીવનમન્દિરે રે લોલ;
આવો તો સ્નાન મધુર કીજીએ રે લોલ.

# વૃષ્ટિનાં ઝીલન

વર્ષે વર્ષે વર્ષાધાર; કો ઝીલશે?
ભરશે ભરશે જગપગથાર: કો ખીલશે?
ઝીલે ને ખીલે વિભુની વિભૂતિઓ,
એકમેક થાય એકાકાર:
વર્ષાધાર: કો ઝીલશે?

વર્ષે વર્ષે અમૃતધાર: કો ઝીલશે?
ભરશે ભરશે પુણ્યકાસાર: કો ખીલશે?
ઝીલે ને ખીલે સુફળવાંચ્છુ શક્તિયો,
અમૃતે 'અમૃત' સાર:
અમીધાર: કો ઝીલશે?
વર્ષે વર્ષે સ્નેહલધાર: કો ઝીલશે?
ભરશે ભરશે જીવનપ્રાણ: કો ખીલશે?
ઝીલે ને ખીલે સુપાત્ર સ્નેહે વ્યક્તિયો,
સ્નેહમાં સુહૃદો તદાકાર:
સ્નેહલધાર એ ઝીલશે
ધરશે ધરશે નિજ અવતાર; પુણ્ય–યશે;
તરશે તરશે ભવ સંસાર: સ્નેહ–રસે.

## પ્રીતિના પડઘા

ઘનથી જીવાયું આભ ઉંચે, સુહાગી દેવ!
ઝબકે ત્યાંથી ય બોમ વીજલડી રે;
પડઘા પ્રીતિના એમ ગૂંજે, સુહાગી દેવ!
આઘેથી દારે આત્મ – આંખડલી રે:

નવલખ તારકગણ તપેઃ અમુલખ શશિની સેવ;
દેવો ય દુનિયાંમાં ઘણાઃ મારે પોતે જ છો જી એક દેવ:
સુહાગીદેવ! તમથી સૌભાગ્ય રેખ ઉજલડી રેઃ

ઘેરી ઘટાળી આમ્રકુંજે, સુહાગી – દેવ!
ટહૂકે ગભીરૂં દૂર કોયલડી રે;
પડઘા પ્રીતિના એમ ગૂંજે, સુહાગી દેવ!
આઘેથી દારે આત્મ – આંખડલી રે;

ધરતીને ખોળે પડી, છાઈ રહ્યું નભ છાંય;
હેવાતન તમશું મહર્યું : મારે હુંફાળ આપ હૈયામાંહ્ય રે
સુહાગી દેવ! તમથી જ દિવ્ય-દેહ કુંજલડી રેઃ

વનનાં અગમ્ય તેજપૂંજે સુહાગી દેવ!
ઉંડી સુણાય દિવ્ય વાંસલડી રે:
પડઘા પ્રીતિના એમ ગૂંજે, સુહાગી દેવ!
આઘેથી દારે આત્મ – આંખડલી રે:

ફીટચે આવરણ, ઉઘડે અનુપમ ઉષા અંગ;

પ્રાણુપટોળે જે ચડ્યો, કેમ ફીટશે પરમ પ્રેમ રંગ રે
સુહાગી દેવ! હું તો કસુંબલ ચુંદલડી રે:

તેથી ઉંડેરી એક સૂઝે, સુહાગી દેવ!
ભગ્નાશને ય આશ દિજલડી રે;
પડઘા પ્રીતિના ઉર ગૂંજે, સુહાગી દેવ!
આઘેથી ઠારે આત્મ આંખડલી રે:

ભુખી ન વૈભવ-વિત્તની, ભળે ભભકશુ ન દેહ;
મોહ ન પંડિતાઇના; એક શોધ્યો જી આપમાંથી નેહ રે
સુહાગી દેવ! પરશુ હરામ મારે પ્રીતલડી રે;
રીઝે કે ખીઝે ત્હોય પૂજે, સુહાગી દેવ!
સન્નારી, સ્વામીની ચાખડલી રે:

પડઘા પ્રીતિના નિત્ય ગૂંજે, સુહાગી દેવ!
આઘેથી ઠારે આત્મ - આંખડલી રે:

તમ ધ્યાને મસ્તાન છું, તમ ગાને ગુલતાન;
તન્મય ભલે હું એકલી: રીઝવાશ પૂજી સૂક્ષ્મ પ્રાણ રે
સુહાગી દેવ! તપથી પામીશ તેજ પાંખડલી રે:

દિલડું સીતાજી શાને દૂઝે, સુહાગી દેવ!
શીલથી પામીશ પ્રાણ આંખડલી રે;
પડઘા પ્રીતિના શુદ્ધ ગૂંજે, સુહાગી દેવ!
ઠારી ઉજાળે આત્મ-આંખડલી રે:

# પિયુ પરદેશ જતાં

સિધાવો જી સુન્દરવર! નિતર્યાં ઝરમર મેહુલા,
લઇ ફૂલછાબ મળે માલણુ સુહાગણુ વેશ;
ઉડતા ઉતરી ઉપવન ટહૂકે પોપટ–મોરલા,
મેના, કોયલ, બુલબુલ ગાય પ્રભુ–આદેશ:
અવધો વિત્યે વ્હાલમ! વતને વ્હેલા આવશો.

સફળતા ચ્હાય સુરજ ને શશિ સજોડે ચન્દ્રિકા,
ઉષાનૂર–આશભર્યો ઉર ચહું કુશળ સન્દેશ;
હરદમ લખશો ભાનુંકિરણે અક્ષયપત્રિકા,
વાશે સમીરણુ ને વાચીશ તમ હૈડું હમેશ:
અવધો વિત્યે વ્હાલમ! વતને વ્હેલા આવશો.

વહેશે વગડાશા પ્રહરો આશાને તાંતણે,
હૈયાસૂનાને મન વસમા વિરહ પીડ;
જીવન શોભન! આપણુ લગ્નતિથિને ટાંકણે—
ભવરસપોષક ઉત્સવ ઉજવશું મન્દિર:
અવધો વિત્યે વ્હાલમ! વતને વ્હેલા આવશો.

પ્રિયતમ! અરણ્યમાં આરમ્ભો છો જી એકલા,
એકલવાયાં આપણુ અગમ્ય કો આધાર;
અવિચળ આદર્શ ફ્હાડા વધી જાશે દોહ્યલા,
પુનરપિ સજોડ અનુભવવા સ્વર્ગીય સંસાર–

અવધો વિત્યે વ્હાલમ! વતને વ્હેલા આવશો.

નવતેરી જે લીલા પ્રવાસ વિષે ભાળશો,
તે સુણવાને ઉંડા અંતરમાં અભિલાષ;
નાની કીકીમાં બ્રહ્માન્ડ બધુંય ઉતારશો,
પ્રભુપુણ્યપરિમલથી મુજ ભરશો શ્વાસોચ્છ્વાસ:

અવધો વિત્યે વ્હાલમ! વતને વ્હેલા આવશો.

અંતર ઉંણું ઉરનાં અમૃત ઝીલવા કારણે,
લૂખાં લોચન પીશે અનરસ્ત આતમ–તેજ;
તે દિન તપશે સૂરજ સોનાનો ફરી આંગણે,
મારી સોહાશે મંજુલ ફૂલગૂંથી સેજ:

અવધો વિત્યે વ્હાલમ! વતને વ્હેલા આવશો.



# એ અનુભવ

આભમાં ઝીણી ઝબૂકે વીજળી રે,
ઝરમર વરસે આછા આછા મેહ;
સખીરી! એ રતમાં સૂની એકલી રે!
આંખમાં એવી ઝબૂકે વીજળી રે!
નરદમ નીતરે નિર્મળ નેહ:
સુહાગી! એ અનુભવ ક્યારે ફરી રે!

લીલુડાં વન ભરતી મધુ મોરલી રે,
કળાયલ નાચે થનગન મોર:
સખીરી! એ રતમાં સૂની એકલી રે!
દિલડાં ભરતી પિયુમુખ–મોરલી રે,
નાચે અંતર આઠે પહોર:
સુહાગી! એ અનુભવ ક્યારે ફરી રે?

ઉઘડ્યા ચન્દ્રે ચમકે ચન્દની રે,
સમીરણ છાંટે મન્દ સુગન્ધ:
સખીરી! એ રતમાં સૂની એકલી રે!
ચકોરીને ચિત્તડે ચમકે ચન્દની રે,
ઘટઘટ પ્રકટે આતમચન્દ:
સુહાગી! એ અનુભવ ક્યારે ફરી રે?

વાડીએ ખીલી લીલી ફુલવેલડી રે,
ટ્હોકે કોકિલ શુક, બુલબુલ :
સખીરી ! એ રનમાં સૂની એકલી રે !
મન્દિર દંપતીની ભવ-એલડી રે,
પ્રણય રસ ભાવે દિલડાં ફૂલ :
સુહાગી ! એ અનુભવ ક્યારે ફરી રે ?

---

## વિજોગણ

ચન્દ્ર જોઇ મહેરામણ શો ઉલટે રે,
ગેબી ગાઇ રહ્યો શાં ગાન જો;
ઉલટથી હૈયું મ્હારૂંય ઉછળે રે,
ઉતર્યા મુજ મન્દિર મહેમાન જો:
ગીત ઘૂંટાયે ગહન શાં અંતરે રે !
પાવન ગૃહ અતિથિ - આવાહને રે,
પાવન કરશો તરસ્યા કર્ણ જો;
કથી-જે કહાવ્યું કંથે આપને રે,
કરશો પ્રફુલ્લ જીવન જીર્ણ જો:
રમી છું આશભરી દિલ દુળજે રે.

કુશળતા કહો વિસ્તારી કંથની રે,
કહેશો છે શા પતિ – પયગામ જો:
વિગતો સાંભળવા પિયુ–પંથના રે,
અંતર આતુર આઠે જામ જો:
વિજોગણ સૂની સારા ય ભૂતળે રે.

મેળવી વિદાય દૂર દૂર વિચર્યા રે,
વિચર્યા વચન દઈ વિદેશ જો:
અતિથિ ! આજ ઘણે દિન ઉતર્યા રે,
ઉતરે સુવર્ણ સૂર્ય–ઉજેશ જો:
ભિતર મુજ ભરતી ભાવતણી ચડે રે.

ઉજવ્યો લગ્નોત્સવ આનન્દમાં રે,
હળીમળી પ્રારંભ્યું ગૃહતંત્ર જો:
અમૃતલેખિનીથી ઉરખંડમાં રે,
લખ્યા રસરાજે સ્નેહલ મંત્ર જો:
પ્રતિપળ વિયોગમાં એ સાંભરે રે.

સખી સહ સાવિત્રીવ્રત આદરૂં રે,
કદિ જળક્રીડન નદીએ થાય જો;
દા'ડી દા'ડી દેવને દર્શન સંચરૂં રે,
ગરબા ચન્દનીચોક ગવાય જો;
બાવરૂં મનડું મુજ કંઇ ના ઠરે રે.

સરિતાતટને વસન્ત - માંડવે રે,
સમીરણ મન્દ શીતળ મધુ વાતો જો;
દિલાવરને દિલ દેવ દુવા દવે રે,
અમે બે ચન્દ્રિકામાં ન્હાતાં જો;
ભલાં એ સ્મરણે અંતર ઉકળે રે.

ગરજ્યો ઘન ને ચમકી વીજળી રે,
ભોળી હું ભડકી ઘેલી થાતાં જો;
પડી પ્રિયતમને ખોળે ફફળી રે,
હૈયાં હૈયાંશુ ચમ્પાતાં જો;
સંભારૂં ને કાળજડું બળે રે.

સલુણે કથવા " છાની વાતડી " રે,
અડોઅડ મુખ ધર્યું નિજ કર્ણ જો;
કીધ રસચુમ્બન : ધડકી છાતડી રે,
ઝૂલ્યાં અંગ, ઝૂજે જયમ પર્ણ જો;
વિજોગે, સ્વપ્નાં એ કયમ ઓસરે રે?

હઠીલી હું ય ન તોડું અબોલડા રે,
પળશી કરાવી થક્યા નાથ જો;
"દુખ્યું શિર" સ્વામી સેજે ઢળ્યા રે,
" થયું શું ?" પૂછ્યું સહ સંતાપ જો;
અબોલા તોડી ઠગી ઠગણે મને રે!

દિન એક વનવિહારે વિહર્યાં રે,
સ્થળ સ્થળ પ્રકટયા પ્રભુ–આદેશ જો;
આદેશ પંખીગીતશુ સાંભળ્યા રે,
ચિત્ત ચિતરાય ચિતાર હમેશ જો;
લીલી એ લીલા નયણે નિતરે રે.

સુખ સંયોગે જે જે સાંપડયાં રે,
દોપટ દે છે વિયોગે દુઃખ જો;
દશ દિશ વાદળ તો દવનાં ચડયાં રે,
નિરખીશ કયારે મધૂરૂં મુખ જો ?
લગ્નમણી સમ લાજું દિન દોહ્યલે રે.

વિધિએ વિયોગ તે શીદ નિરમ્યા રે !
વધુ વધુ વધતો વિરહભાર જો;
મનની વેઠે મનડું વેદના રે,
હરદમ હૈયાના ધબકાર જો –
ઉન્હા શ્વાસોચ્છ્વાસે ઉછળે રે.

ધરતી ખાવા ધાતી ભુવને રે,
લુખા પિયુવણ પુણ્ય તહેવાર જો;
લાગે વગડાશો ભવ મુજને રે,
રજની ખૂટે ન ભર સૂનકાર જો;
એકલવાયાંની પીડ કો કળે રે !

રડી રડી નિંદરડીને ન્હોતરૂં રે,
જંપું ઘડીક : નેત્ર મિંચાય જો;
લાધે સ્વપ્ન કદીક આછોતરૂં રે,
ઝાંખી પામું પ્રિયતમછાંય જો;
ઝબકી જાગું, કને કો ના મળે રે !

વસ્ત્રાભૂષણ વ્હાલમનાં ચૂમું રે,
ઉલટથી વાચું 'ઉત્તર મેઘ' જો;
ફરી ફરી પુસ્તકપાનાં ફેરવું રે,
આવે વિરહના જ ઉલ્લેખ જો;
કહું કયાં વિયોગને ભેખ ભૂંખરે રે ?

અતિથિ ! છો પ્રિયતમની આરસી રે,
સહસા વિરહ કર્યો મુખદ્વાર જો;
વિનવું લળી લળી, પાલવ પાથરી રે,
ઉકેલો અમૃતભર અખબાર જો;
પ્રભુનાં દર્શ કયે દિન ઉજળે રે ?



## નવોઢા



દીઠો તારો ચમકાર, ધીરે—જરા ધીરે, વીજલડી !
મિઠ્ઠો ભલે ટહૂકાર, હઠીલી તું થા માં કોયલડી !

મિચાયાં કમલો જળે, પોઢ્યા જાણી પ્રાણ ;
નવલખ તારક ન્હોતરે, પણ કમલો ઉલંઘે ન આણ:
— ધીરે

નિદ્રાધીન જોઇ નાથને, છાંડી વિવિધ વિલાસ:
લપાઇ તરુની સોડયમાં, વાયુ લેતો ધીમે ધીમે શ્વાસ:
— ધીરે

ઘડી ઘડી ચમકી રહી, નયણે નીતમ વીજ;
અધીરી ટહૂકે ઉરની, એક કોયલડી અણદીઠ:
— ધીરે

હઠીલાંની હઠ જોઇને હૈડુંય હઠીલું થાય;
સ્વામી જ્યમ જ્યમ શાંતિ લે, ત્યમ ત્યમ હૈડું વધુ ધડકાય:
— ધીરે

ઘેર્યા નગણી નિન્દ ! હેં, ઇર્ષ્યા આણી નાથ;
ચેષ્ટા વીજ—કોયલ કરે, મારી સૂની વહે માઝમરાત:
— ધીરે

# એ કૌતક

અન્તરને સરવર નિરંતર અખેપાત્ર છલકાય,
સખીરી! અખેપાત્ર છલકાય–
પીરસું તેમ વધે રસ મસ, એ કૌતક શું કહેવાય?
કહે સખી! કૌતક શું કહેવાય?

ફૂલ ફૂલમાં સુગન્ધ વહે છે,
મધુકર મધુ તે ચૂસી લે છે,
મન માન્યો રસ પવન પિયે છે,
ખૂટે ન કિન્તુ પરાગ પૂષ્પે; પરિમલ વધુ ઉભરાય–
બગીચે પરાગપુર ઉભરાય;
–પીરસું, અંતર

વનવનમાં કુદરત વહી રહી છે,
વસી સંત કવિ પંખી–ચિત્તે,
ગ્રહે ભક્ત–ભોક્તા પણ પ્રિતે,
ઘટે ન પણ સૌન્દર્ય કલાભર; ખીલે અધિક લીલાય–
સૃષ્ટિસૌન્દર્યપૂર ઉભરાય;
–પીરસું, અંતર

ગગન સદનથી ચન્દ્ર સરે છે,
અઢળક અમીના ઓઘ ઢળે છે,
વિશ્વ સકળ અંઘોળ કરે છે,
રળિયામણી રજની પણ પૂનમે ચન્દનીથી છલકાય—
શશિમાં કલાપૂર ઉભરાય;

—પીરસું, અંતર

ઉર ઉરમાં પ્રભુપ્રેમ વહે છે,
હૃદય, હૃદયને અર્પી દે છે,
અર્પિતનો બદલો ન ચહે છે,
અર્પું તેમ વધે વધુ વ્હાલપ અખૂટ પૂર ઉભરાય—
વ્હાલનાં અખૂટ પૂર ઉભરાય:
પ્રેમનો દીઠો અકલ મહિમાય !

—પીરસું, અંતર



# ચન્દની

ચન્દનીને ચોક રે, ગોપીકા ને ગોપ રે,
ખેલંતાં રાસ, રસરાજના:
ચમત્કૃતિ ચન્દનીની, ચિત્તડાં ચળાવતી રે,
પડઘા ચોપાસ, રસરાજના:
—ચન્દની

ચન્દ્રિકા અમૃત ઢોળી, પૃથિવિ પ્રકાશતી રે,
પ્રાણે પ્રકાશ, રસરાજના:
—ચન્દની

કાન્તિ ને શાન્તિ પામી, ચન્દ્રિ હુલાસતી રે,
એવા ઉલ્લાસ, રસરાજના:
—ચન્દની

સોહાગણુ રજની સોહે, ચન્દ્રિના વાસથી રે,
હૈડે નિવાસ, રસરાજના:
—ચન્દની

ચન્દ્રિની લ્હેરે લ્હેરે, કલિકા વિકાસતી રે,
વિકસું લઇ શ્વાસ, રસરાજના:
—ચન્દની

ચન્દ્રિકા ચન્દ્ર પ્રભાવે, ભૂતળ વિલાસતી રે,
જીવને વિલાસ, રસરાજના:
—ચન્દની

## સબરસ



કોઇ શકુનભર્યાં સબરસ લ્યો,
રસિયાં રસમાં મસ રસબસ હો!
—કોઇ

સપ્પરમે દિન સબરસ લ્હાણું,
ફૂટી અમાંસ, ઉગ્યું એકમ વ્હાણું;
વીરમ્યાં ગત વર્ષો વસમાં: —કોઇ

બાલ બટુકો આંગણુ આવે,
જીવનજીવનમાં ચેતન વાવે;
શકુન ઝીલી જીવનયશ લ્યો: —કોઇ

જયમંગલ આશિષ અભિષેકે,
પરમપિતા નવપ્રભાત — તેજે;
નૂર ભરે નસમાં નસમાં: —કોઇ

ખારાં ખારાં સબરસ લ્હાવે,
મિઠ્ઠા મિઠ્ઠા અવસર આવે;
સબરસને ત્રિભુવન વશ હો,
ભવ—ભાવભર્યાં સબરસ લ્યો: —કોઇ

## સખીનું સાસરૂં

( એકબીજાથી ભિન્ન બે ચિત્રદર્શનો )

[૧]

સાસરિયું સખી! કાશીસમ પુણ્યધામ જો,
બલિહારી મુજ મિઠડા ભવસંસારની;
સસરાજી છે પ્રભાતકાલીન નામ જો,
સાસુ જીવનછાયા સરજનહારની.
જેઠ મુજ નાવિકનું જમણું અંગ જો,
જેઠાણી સખી! ઝરમર અમૃત મેહુલો;
દિયર ન્હાનો કુન્દનસોભન નંગજો,
વાત વિસામા કારણ દેરાણી ભલાં.
નણદલ નિર્મલ ઝરણું શીતલ હેમજો,
નણદોઇ નીતિપોષક ભવપન્થના:
કન્થ વહાલો પ્રભુઅવતારી – પ્રેમ જો,
બાલક ઉજ્જ્વલ આશા, વિશ્વ અનન્તમાં.
ધર્માચરણે સાસરિયું સુહાય જો,
દયા, દીનતા, દાને, જીવન ખીલતાં;
પાવન જ્યાં પરકમ્મા પૂરણ થાય જો,
હળીમળી સહજીવને પ્રભુરસ ઝીલતાં.

# સખીનું સાસરૂં

( એકબીજાથી ભિન્ન બે ચિત્રદર્શનો )

[૨]

સાસરિયું મુજ શાણી સરખું સાલે જો,
સાગરથી યે ખારો ભવ સાહેલડી!
સસરો કેવળ શુકસમ કાચે કાન જો,
સંતાપે સાસુડી — વખની વેલડી!

જેઠ દબી અગ્નિનો અંગાર જો,
સખની રહે ના જેઠાણીની જીભડી;
દિયર મિઠો મૂષક ફોલી ખાય જો,
દેરાણી કાળી નાગણ કકળે ઘણી!

નણદી નરદમ નિન્દાકેરો છોડ જો,
નણદોઇનું નામ દીધે ખાંવા ટળે;
ઘરવાળો મુજ જીવતરસ્યો જમ – જોડજો,
પેટપડ્યા દીકરાથી અંતર ઉકળે!

કુટુમ્બજનનો હોળીભડકા તાપ જો,
મુજ ભવમાં ડાકણશી બહુ વળગી બલા;
નડશે ક્યાં સુધી પરભવનાં પાપ જો,
મનખ્યાદેહે દહાડા કહાડું દોહ્યલા?

—

# એક હીરલો જડયો

એક હીરલો જડયો જમુનાંજીને ઘાટ;
દીસે ફીકી શો ઝીણો, કામણિયાં વિરાટ—એક
અંજાય કોટી ભાનુ એ હીરલે,
અંજાય નવલખ તારાની આંખ—એવો હીરલો
પરબ્રહ્મ જ્યોત શો, વીજળીના વેગશો
ભૂલ્યાંને તેજ દઇ દોરે દેવ વાટ —એવો
મહાવી મુદ્રિકા ધરૂં અંગૂલિએ,
નટવરના નેહની નિશાની માટ —એક
ચોઢી સૌભાગ્યના ભૂષણ શા ચાંદલે,
શણગારૂં અણમૂલ હીરલે લલાટ: —એક
દૈવી એ હીરલો હૈડે પધરાવું તો,
વીરમે ત્રિકાળના અંતર ઉચાટ: —એક
પરભવનાં પુણ્ય-તપોબળે સખી!
હીરલો જડયો, જડું જીવનની સાથ: —એક

## વ્રજ વહાલું, વૈકુંઠ નહિ આવું

ત્યાં નન્દકુંવર ક્યાંથી લાવું ?
"વ્રજ વહાલું, વૈકુંઠ નહિ આવું:"
ત્યાં કંથ વગર કોને રહાવું?
વ્રજ વહાલું, વૈકુંઠ નહિ આવું:
ત્યાં વિરહાશ્રુ વણ ક્યાં ન્હાવું ?
વ્રજ વહાલું, વૈકુંઠ નહિ આવું:
પ્રેમામૃત અહીં પીવું પાવું,
વ્રજ વહાલું, વૈકુંઠ નહિ આવું:
આતમજ્યોતિ અહીં પ્રકટાવું;
પણ વૈકુંઠ વાટે નહિ આવું.
દેવોમાં યે દુર્લભ કહાવું,
વ્રજ વહાલું, વૈકુંઠ નહિ આવું:
ત્યાં સ્મરણોનાં ગીત ક્યાં ગાવું?
વ્રજ વહાલું, વૈકુંઠ નહિ આવું:
પ્રભુ! તુજ સંગે જીવતર ફાવ્યું,
વ્રજ વહાલું, વૈકુંઠ નહિ આવું:
ક્યાં વિશ્વ ઇતર સરજ્યું આવું?
વ્રજ વહાલું, વૈકુંઠ નહિ આવું:
ત્યાં મનુષા દે ક્યાંથી લાવું ?
વ્રજ વહાલું, વૈકુંઠ નહિ આવું.

# બ્રહ્મતેજ

ચાલો ઝીલીએ સખીરી! તેજ બ્રહ્મનાં રે લોલ:
પૂર્યાં બ્રહ્મે બ્રહ્માન્ડનામી ખંડમાં રે લોલ:
—ચાલો.

કોઇ અભેદમંત્ર ભણે આત્મનો રે લોલ;
પરમ દર્શ દૃષ્ટિ પામે પરમાત્મનાં રે લોલ:
—ચાલો

કોઇ એવાં તો સિંચે સુધા સૃષ્ટિમાં રે લોલ;
ભેદ ભેદાય ભૂત-દિવ્ય દૃષ્ટિનો રે લોલ:
—ચાલો

કોઇ લગની લગાડે અચગ સ્નેહની રે લોલ;
ફીટે ઉપાધિ-વ્યાધિ દેહી-દેહની રે લોલ:
—ચાલો

દ્વાર કોઇ ઉઘાડે વિધિ- દિશનું રે લોલ;
પાનું ખૂલે ને ખીલે ભવિષ્યનું રે લોલ:
—ચાલો

એવાં ઝીલીએ અખંડ તેજ બ્રહ્મનાં રે લોલ
યદિ ફાવે તો, વૃસો બ્રહ્મંડ ખંડમાં રે લોલ
—ચાલો

# વતન

## (ઉમરેઠનું ઓળખાણ)

ધન્ય વ્હાલું વતન ઉમરેઠ: પનોતી પુણ્યભૂમિ;[1]
પૂર્વજનાં તપતાં તેજ–સમોવડ ઋષિ મુનિ:
– પનોતી

ગ્રામ્યજીવનભર[2] મધુર મધુરરસમેઘઘટા ઘનઘોર રે:
વતન–કિનારે[3] ડંકો ગજવે ડાકોરના ઠાકોર:
– પનોતી

ઉત્તર દિશમાં[4] ભદ્રકાળીનો નિર્ભય જય ટંકાર રે;
દક્ષિણમાં બજરંગ બિરાજે અટલપદે રખવાળ:
– પનોતી

ઉગમણે સ્થળ જાગનાથની અખંડ જાગ્રત જ્યોત રે:
પશ્ચિમથી ચોઘડીઆં વાગે સંતરામને ચોક:
– પનોતી

કેવળ[5]-પુરીએ[6] સાહિત્ય સરજ્યું ઇતિહાસે ઉલ્લેખ રે;
સમાજ–રાજ્યે[7] સત્કારિત કાંટાવાળા પારેખ:
– પનોતી

ઉંડા કુવાનાં[8] અખૂટ પાણી ઉંડા સધાવે ભાવ રે:
ઉચ્ચજીવનસમ ઉંડી – ઉંચી પત્થરબંધી વાવ:[9]
– પનોતી

ભાજન[10] ઝીલતાં પાત્ર-બાજડાં દેશાન્તરમાં જાય રે:
પાત્ર પ્રમાણે પાત્ર હૃદયમાં પ્રભુ પ્રસાદી ધરાય!
– પનોતી

જરીપુરાણી[11] શિલાલેખપર અમર લેખ અંકિત રે:
કોણે, કેમ, લખ્યું શું, શાથી? કળે ન કો પંડિત:
– પનોતી

ખુલ્લાં ઉરશા અખંડ ઉઘાડા દરવાજા દસબાર રે:
ધન્ય ધરા! ધન, ધાન્ય, ધરિત્રી! ધંધો ધમધોકાર :
– પનોતી

તપોવને તપતાં ઋષિવરશાં તળાવ નિર્જળ તેર રે;
[12]કરે રસિકજન બદ્રિનાથ ને બગીચે લીલાલ્હેર:
– પનોતી

[13]વતન વિસામો: [14]ધરી ધરતીનો. [15]નિજ વતને નવનિધ રે:
जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी-સિદ્ધ !
– પનોતી

## "વતન"ના રાસની ટીકા:—

(૧) પુણ્યભૂમિ એટલા વાસ્તે કે તે ભોમે દેવ દેવીઓનાં સંખ્યાબંધ મન્દિર વસાવ્યાં છે. (૨) ગ્રામ્યજીવનના મધુર મધુર રસ એ, કે ચરોતરી ભૂમિનો અનાજ, કઠોળ, કેરી આદિ ફળ વગેરેનો પાક અનર્ગળ અને ઉત્તમ હોય છે. (૩) ઉમરેઠથી ત્રણ ગાઉને છેટે જ ડાકોર આવ્યું. ડાકોરનું જમણું અંગ જ ઉમરેઠ ગણાય છે. (૪) ઉમરેઠની ચાર દિશાએ ચાર દેવો વિરાજમાન છે: ગામની ચાર ભાગોળોને જ મુખડે વિરાજમાન છે એ ખાસ એની વિશિષ્ટતા:–ઉત્તર દિશાએ વડા બજારને છેડે ભદ્રકાળીનું મંદિર પોણોસો જેટલાં પગથીઆંની ઉતરવાળું છે. ત્યાં વર્ષના નિયત દિવસોમાં યજ્ઞ યાગ ને હવનહોમ ભારે ધામધુમથી થાય છે. દક્ષિણ દિશાએ ઓડ બજાર (ઓડ નામના ગામમાં જવાનો માર્ગ અહીંથી, માટે ઓડ બજાર) ને છેડે રામઅનુચર બ્રહ્મચારી બજરંગ–રોકડીઆ હનુમાનનું મંદિર છે–જાણે ગામના પ્રવેશદ્વારના જ પોતે રક્ષક ન હોય ! પૂર્વ

દિશાએ ગામને પાદરે પ્રવેશ કરતાં જ જાગનાથ મહાદેવનું શિવાલય છે. શ્રાવણ માસમાં અહીં ખાસ મેળો ભરાય છે. મધ્યરાતે ગામના ચોકીદારો 'જાગજો' કહીને ચોકી કરતા હોય તેવી તેમની ચોકી છે. પશ્ચિમને દરવાજે સંતરામનું શાંતિ, શીતળતા, આનન્દ અને વિશ્રામ દેતું ઉઘાડું આકાશ છાતું વિશાળ મંદિર છે. ત્યાં દરેક ચોઘડીએ નોબત વાગે છે; લગભગ આખા ગામમાં તેનો ડંકો પહોંચે છે. આમ ચાર દિશાના ચાર દેવરક્ષકો: ઉત્તરે માતાજી, દક્ષિણે બાલ બ્રહ્મચારી, પૂર્વે મદનરિપુ-શંકર અને પશ્ચિમે સંત-રામ. [૫-૬] કેવળપુરી અને પુરીબાઈ અગાઉ ઉમરેઠમાં થઇ ગયાં. તેમણે ગુર્જર સાહિત્યની બજાવેલી સેવા 'કેવળપુરી કૃત કવિતા' નામના પુસ્તકમાં અને 'કાવ્યદોહન' મા જોવાથી જણાશે. (૭) રા. બ. હરગોવિન્દદાસ કાંટાવાળા અને સર ગોકળદાસ પારેખ નકરા સંસાર સુધારકો જ નથી. પહેલા પુરૂષ સાક્ષર તરીકે, બીજા પુરૂષ રાજદ્વારી નેતા તરીકે ઇલાકામાં મશહુર છે. (૮) "ઓડ ઉમરેઠના ઉંડા કુવા" એ શબ્દો તો હવે કહેવતનુ સ્વરૂપ લે છે. ઉમરેઠના કુવા પચાસ-સાઠ-સિત્તેર હાથ જેટલા ઉંડા હોય છે. પનિહારીઓને 'પાણી જતાં' પ્રભાતના પહોરમાં કુદરતી કસરત થાયછે. એ ઉંડા કુવા છે વાસ્તે જ તેનાં પાણી અખૂટ છે. તે પાણી પાચક, જઠરાગ્નિને પ્રદિપ્ત રાખનાર અને આરોગ્યને એટલાં અનુકૂળ છે કે અગાઉ ખંડેરાવ સરકાર ઉમરેઠના કુવાનાં ખાસ પાણી મંગાવીને પીતા. આમ છે, તો હવે, "ઓડ ઉમરેઠના ઉંડા કુવા અને દીકરી દે તેનાં માબાપ મુઆં" એવો જે ઉખાણો કોઇ કોઇ બોલે છે તે ભૂલી જવાવો ઘટે છે અને તેને બદલે "ઓડ-ઉમરેઠના ઉંડા કુવા અને દીકરી દેનારાંને દેવો દે દુઆ[૧]" આમ બોલાવું જોઇએ. (૯)

---

૧ દુઆ=એટલે આશિષ

વાવ સાતમાળી છે. સો પગથિયાં જેટલી ઉંડી છે. એ વણઝારાઓએ બાંધેલી કહેવાય છે. એક રાતમાં એ સાતમાળની પત્થરબંધી વાવ બંધાયાની કિંવદંતિ છે. (૧૦) ઉમરેઠનાં પડીઆ – પતરાળાં બહુ વખણાય [illegible] (૧૧) ખંડિયર થઇ ગએલી કેટલીક ભીંતોપર કાળા – મોટા ભમરડા જેવા કેવાય અક્ષરે, કોણે, શું લખ્યું ને શાથી લખેલું છે તે કોઇનાથી સમજાતું જ નથી. ભાષા પણ નથી ઓળખાતી. (૧૨) બદ્રિનાથનું શિવાલય સ્મશાનભૂમિની પડખે છે. સ્વ. ગોવર્ધનરામે સરસ્વતીચન્દ્રમાં જેવું શિવાલય કલ્પ્યું છે તેનો ઘણો આભાસ અહીં થાય છે. ન્હાનું તળાવ, ન્હાની ફુલવાડી, ન્હાની ઓસરી ને પરસાળ, ન્હાનું વાચનાલય, ન્હાનો ચોક, સાંકડી કોઇ (કુવો) બધું ન્હાનું ન્હાનું. અહીં ઉછરતા કવિઓ કે લેખકો ફરવા આવે છે, તેમ લ્હેરી લાલાઓય પણ અચ્છી તરેહથી ગાનતાનમાં મસ્તાન બનવા આવે છે–ઉભયના આગમનના વખતો પૃથક હોય છે. અહીં તમે થોડીવાર બેસો એટલે પાસેનાં આંબાવાડિયાંમાંથી કોયલનો ટહુકો ને પાસેની વાડીઓમાં લપાયલાં બુલબુલના બુલંદ બોલ તમને આદર દીધા વગર નહિ રહેવાના. બગીચો એ ડાકોરના ઠાકોર રણછોડરાયનો બગીચો કહેવાય છે. રોજ ઘોડેસ્વાર આ બગીચાનાં પુષ્પ લેવા ડાકોરથી ઉમરેઠ આવવાનો. રણછોડજીનાં પગલાં પણ એ જ બગીચામાં (૧૩) "વતન વિસામો" માટે સ્મરણ કરો આ કા[illegible]
"દુઃખીઆંનો વિસામો રે, માડી ત્હારી ઝુંપડી." (
વતનને ધરતીનો છેડો ના સૌ કોઇ કહે છે જ. [illegible]
સુદામાની ઝુંપડી જેવુંય પણ "અમારૂં વતન"
અષ્ટસિદ્ધિ અને નવેય નિધિ" અમે જોઇએ છીએ.
સ્કોટના પેલા સ્વદેશદાઝથી ઉભરાતા કાવ્યને સંભારશો